

શ્રી દક્ષિણામૂર્તિ
પ્રકાશન મંદિર,
ભાવનગર

શ્રીદક્ષિણામૂર્તિ બાલસાહિત્ય વાટિકા પુસ્તક ૪ થું
સંપાદક : ગિજુભાઈ

# ટપાલમાં

: લેખક :

ગિજુભાઈ

卐

આર. આર. શેઠની કંપની
પ્રિન્સેસ સ્ટ્રીટ; કેશવબાગ, મુંબઈ–૨

માર્ચ ] [ ૧૯૬૪

: પ્રકાશક :
ભગતભાઈ ભુરાભાલ શેઠ, આર. આર. શેઠની કંપની
પ્રિન્સેસ સ્ટ્રીટ; કેશવબાગ, મુંબઈ–૨

પહેલી આવૃત્તિ : જુલાઈ ૧૯૩૬
બીજી વાર : સપ્ટેમ્બર ૧૯૫૬
પુનર્મુદ્રણ : માર્ચ ૧૯૬૪
રૂ. ૧–૦૦




: મુદ્રક :
જુગલદાસ ચંપકલાલ મહેતા, પ્રવીણ પ્રિન્ટરી
સોનગઢ ( સૌરાષ્ટ્ર )

# પ રિ ચ ય

સંપાદક, ગુજરાતની સમૃદ્ધિ વચ્ચે ફરતી વખતે ગુજરાતની સૌંદર્યશ્રીની જે છાપ તેના મન પર પડી તેનું એક ચિત્ર તથા પંચગનીના પહાડો ઉપર નિસર્ગની જે શોભા-નજર ઉપર પડી તેનું બીજું ચિત્ર, પત્ર રૂપે આ પુસ્તકમાં કુમારો આગળ મૂકે છે, અને પોતાના અનુભવમાં ભાગીદાર થવા વાચકને આવકાર આપે છે.

આવકાર માટે વચ્ચે વચ્ચે નાના નાના વિસામા જેવા અન્ય પત્રો પણ છે.

ગિજુભાઈ

# ટપાલમાં

: ૧ :

વ્યારા : ટી. વી. રેલ્વે
તા. ૧૫-૧-૩૧

પ્રિય ભાઈ ગિરીશ !

તમે મને કહેલું કે મારે લડત દરમિયાન વખત મેળવી વિદ્યાર્થીઓ માટે પત્રો લખવા.

કામ તો એટલું બધું રહે છે કે લખવાનો વખત થોડો રહે છે. ઘડીકમાં મોટરમાં, તેમાંથી રેલમાં, ત્યાંથી વળી ગાડામાં, એમ પ્રવાસ અને કામ ચાલ્યા જ કરે છે. છતાં આજે જરા વખત કાઢી લઈ આ પહેલો પત્ર લખું છું.

અમે વ્યારા મઢી થઈને આવ્યા. મઢી ટાપ્ટી વેલી (ટી. વી.) રેલ્વેનું એક સ્ટેશન છે. મઢીથી ગાડામાં બેઠા. રસ્તે બાલદા આવ્યું. બાલદા આખું રાનીપરજનું જ ગામ છે.

પણ રાનીપરજ * એટલે શું ? રાનીપરજ એ લોકોની

* પરજ=પ્રજા; જાત; વર્ગ

એક જાત છે. રાનમાં રહેનારા લોકોને પહેલાં સૌ કાળીપરજ કહેતા હતા; ઘણું કરીને મહાત્માજીએ એમને કાળીપરજને બદલે રાનીપરજ કહ્યા. આપણે બધા કાળા તો છીએ જ. કદાચ આપણાથી સંસ્કૃતિમાં જુદા બતાવવા માટે તેમને રાનીપરજ નામ આપ્યું હોય.

આપણા દેશમાં પણ અમુક અંશમાં જંગલી લોકો છે, એવો ખ્યાલ બહુ થોડાનો હશે. ગુજરાતમાં આપણી પાસે જ જંગલી લોકો વસે છે એનો ખ્યાલ તો મને પણ નહોતો.

હું આફ્રિકામાં જઈ આવેલો છું, એટલે પ્રાથમિક દશાના લોકોમાં મને બહુ રસ આવે છે. તેમને અવલોકવા એ મારો પ્રિય વિષય છે. મારા ચાલુ પ્રવાસ દરમિયાન તેમને અવલોકવાની એક પણ તક ભાગ્યે જ જવા દઉં છું.

બાલદા ગામમાં રાનીપરજનાં છોકરાંઓ માટે નિશાળ છે. મેં એ નિશાળ જોઈ અને છોકરાંઓ સાથે વાતો કરી. હું શિક્ષક રહ્યો એટલે સુતાર બાવળને જોઈ ઊભો રહે, તેમ મેં નિશાળ જોઈ એટલે હું અટક્યો.

મહેતાજી રાનીપરજનો જ હતો. તેણે ખૂબ ઉત્સાહથી મને સત્કાર્યો. આપણા દક્ષિણામૂર્તિના અને ખાસ કરીને પત્રિકાથી તે જાણીતો હતો.

છોકરાઓ અને છોકરીઓ સાથે ભણતાં હતાં. બધી પ્રાથમિક જાતિઓ સહશિક્ષણ અને સહજીવનમાં યુગોથી



માને છે અને તેમાં જીવે છે. આપણે જ નવાઈ કરતા હોઈએ તેમ તેના અખતરા કરવા બેઠા છીએ, અને સ્વાભાવિકતા ખોઈ નાખી હોવાથી ભારે મૂંઝવણમાં વારંવાર આવી પડીએ છીએ.

શાળાનાં છોકરાછોકરીઓ પાસે મેં ગીતો ગવડાવ્યાં; ખૂબ શોરબકોર કરીને તેમણે ગીતો ગાયાં. ગંદાં અને ફાટલે લૂગડે તેઓ હતાં છતાં તેમના ઘાંટામાં જોર હતું અને આંખોમાં તેજ હતું. પછી મેં તેમનાં નામો પૂછ્યાં. બહુ નવા પ્રકારનાં નામો સાંભળતાં ગમ્મત સાથે નવાઈ લાગી. થોડાંએક નામો અહીં આપું છું:—

| | |
|---|---|
| મોતીઓ તેજમો | ફત્તી કુંવરજી |
| હરિસિંહ ઝવેરભાઈ | ડોડિયાં રૂમછી |
| કિસ્સી રતના | છગન ગામતા |
| નાગજી જેઠા | મનજી રાજિયા |
| કેશો બિલાડો | ભગા કાગડો |
| નાશલા ઉકડા | દેવજી જેસલા |
| એમલો ધરમો | વીરસિંગ બોડા |
| ઘાંચડો ધનશી | રૂસા ધુરિયા |
| વીકલી રૂપજી | મંગી ભૂલી |
| અંછી ભૂલિયા | અખી કૂકડો |

જોયાં નામો ? બિલાડો, કાગડો, કૂકડો ! હું માની ન શક્યો; પણ મહેતાજીએ મને ખાતરી આપી કે તેવાં નામો પાડવાનો તેમનામાં રિવાજ છે.

રાનીપરજની એક છોકરી અમને એક નદીકિનારે મળી. છોકરીની સાથે વાતો થઈ. એનું નામ અખી હતું.

"અખી! બોર આપીશ કે?"

"આપશે જ તો."

"અખી! ગીતો ગાઈશ કે?"

"નહિ જ તો."

"અખી! નાચ આવડે છે!"

"આવડે છે જ જી."

"અખી એવું મીઠું બોલતી હતી: એવું એનું બોલવું મીઠું લાગતું હતું! કંઈક નવીન રીતે જ એ ઉચ્ચારો કરતી હતી. એના દાડમની કળીઓ જેવા દાંત જ્યારે ઘણું ઘણું હસવાથી ખીલી ઊઠતા હતા, ત્યારે તેની વાણીમાં વધારે મીઠાશ પુરાતી હતી.

નદીને કાંઠે ઊભેલા ખજૂરના ઝાડની ડાળીને ઝાલીને અખી પાણીમાં પડછાયો પાડતી અંબાની જેમ લળી રહી ત્યારે અમને સોમાભાઈ સાંભર્યા. સોમાભાઈએ એનું સુંદર આલેખન કરી લીધું હોત, એટલી એ નાની આખી સુંદર લાગતી હતી. જંગલી ચોધરાની દીકરીને ખબર નહોતી કે અમે મનમાં મનમાં એને વનકુમારી કહી રહ્યાં હતાં.

રાનીપરજમાં ત્રણ જાતો છે: ચોધરા, ગામિત અને ધૂડિયા. આ ત્રણે જાતો એકબીજાથી જુદી છે. ત્રણે જુદી જુદી બોલી બોલે છે. આપણે એકદમ ન સમજી શકીએ. ત્રણે જાતો ખેડ કરે છે અને તેના ઉપર નિર્વાહ કરે છે. જમીનના તેઓ મૂળ માલિક છે.



દુઃખદાયક બિના એ કે રાનીપરજમાં દારૂતાડીનું જોર વધી ગયું છે. આખા સુરત જિલ્લામાં જેમ જેમ વધારે ફરીએ છીએ તેમ તેમ આ રોગ સ્પષ્ટ દેખાય છે. લોકો દારૂતાડીમાં ડૂબેલા છે. તેમની જમીનો એને લીધે શેઠિયાઓના હાથમાં ગઈ છે; ને એક વખતની જમીનની માલિક આ ભોળીભટાક અભણ અને જંગલી છતાં સુખી જાતિ, આજે આ પાપે કંગાલ થઈ ગઈ છે!

આપણા જુગતરામભાઈ જેવા કેટલા ય જુગતરામો અને નરહરિભાઈઓ આ રાનીપરજમાં ઊતરશે ત્યારે આ અંધકાર અને દરિદ્રતા દૂર થશે.

આ જંગલી લોકોના પહેરવેશો પણ થોડા થોડા એકબીજાથી જુદા પડે છે; ઘરેણાંમાં પણ ફેર છે. ચોધરાનાં ઘરેણાં આ સાથે આપણા કલામંદિર માટે મોકલું છું. તેને સંભાળીને મુકાવશો. આમાં પેલી ગળામાં પહેરવાની પથ્થરની માળ તો જુઓ? માત્ર પથ્થરના કટકાઓ. કોણ જાણે શું યે આમાં સૌંદર્ય છે! એવી અજબ ખૂબી છે.

આ પથ્થરનાં ઘરેણાં ઠેઠ મદ્રાસથી આવે છે. આ ઉપરથી એમ તો લાગે છે કે કોઈ લુચ્ચા વેપારીએ આ ભોળા લોકોને ઠીક ઠગ્યા છે. મદ્રાસના દરિયાકિનારાના આ પથ્થરોને એણે ઘરેણાં તરીકે વેચ્યા! વેપાર કરનારની બુદ્ધિને રંગ છે? ગમે તેમ કરીને ઠગવું, એનું નામ

તો વેપાર નહિ ?

આ મૂરખા લોકો માને છે કે માએ પહેરાવેલાં ઘરેણાં જે નાનપણમાંથી પહેરીએ તે કોઈ કાળે મરણ સુધી કઢાય જ નહિ. આપણે પૂછીએ કે કેમ ? તો કહે છે કે જ ઘરેણાં પહેર્યા વિના મરે તેને મરનારની મા ઓળખે નહિ; મરનારની મા કહેશે એ મારું છોકરું નહિ; અને મેં પહેરાવેલાં ઘરેણાં ક્યાં છે ?

ગળુ ભારથી ઢળી પડે ને છાતી દબાઈ જાય તેટલાં આ પથ્થરનાં ઘરેણાં જોઈ આપણને કંપારી છૂટે છે. પણ આ લોકો મહાવરાથી ટેવાયલા અને વહેમથી બંધાયેલા એટલે તેમને પહેરવાની મજા આવે છે.

બીજાં ઘરેણાં છે પણ તે હવે પછી લઈને મોકલીશ. આ લોકોના રીતરિવાજોનો અભ્યાસ ચાલુ છે. એ સંબંધે હવે પછી. હમણાં તો આટલેથી બંધ.

લે. તમારા
ગિજુભાઈના નમસ્કાર.



: ૨ :

ભક્તાશ્રમ, નવસારી
તારીખ. ૨૯–૧–૩૧

પ્રિય ભાઈ ગિરીશ !

મારો એક પત્ર તમને મળ્યો હશે. હમણાં સુરત જિલ્લાના બારડોલી તાલુકાની તેમ જ તેની સાથે લાગેલી ગાયકવાડી હદમાં ફરીએ છીએ.

હમણાં મોટરને બદલે ગાડાની મુસાફરીનો આનંદ માણીએ છીએ.

અક્ષરજ્ઞાન યોજનામાં જેવો ધૂળનો લાભ મળતો હતો તેવો અહીં પણ મળે છે. મને એમ હતું કે કાઠિયાવાડમાં જ ધૂળ હશે; પણ સઘળે ઠેકાણે છાણના દેવ ને કપાસિયાની આંખો દેખાય છે. ધૂળ ઊડે છે ત્યારે તારાબેન, મોંઘીબેન વગેરેનાં કપડાં ધૂળથી ધૂસરાં બને છે. એ લોકોને મૂછો નથી એટલે બધી જ ધૂળ મારી મૂછો ઉપર ઊડે છે; મને મારી ઇચ્છા વિરુદ્ધ વહેલો ઘરડો બનાવે છે.

ગાડાની મુસાફરીનો પૂરેપૂરો લાભ અમે લઈએ છીએ. ગાડું જ્યારે ખુલ્લાં ખેતરો વચ્ચેથી પસાર થાય કે ત્યારે કેટલા યે બરબોલિયા જોવાનું મળે છે. બરબોલિયાનું અંગ્રેજી નામ **Rufous-backed Shrike** શોધ્યું છે. આપણા તરફ આ પક્ષી મેં જોયું નહોતું. પણ **Birds of India** નામની ચોપડીમાં લખ્યું છે કે એ પક્ષી આપણી બાજુમાં સુર-

તથી ગોદાવરી વચ્ચેના પ્રદેશમાં વસે છે. અમે બધા ઊડતા કે ડાળે બેઠેલા બરબોલિયાને હવે ઝટ ઓળખી શકીએ છીએ. મારા પક્ષીજ્ઞાનના ભંડારમાં એક પક્ષીનો મેં આ રીતે હમણાં જ વધારો કર્યો.

આપણે ત્યાં તેમ અહીં પણ કાળો કોશી સર્વત્ર જોવામાં આવે છે. અહીં લોકો તેને ઢેંચિયો–ઢેંચો પટેલ કહે છે. તે પક્ષીઓનો પટેલ છે. મહારાષ્ટ્રમાં તેને કોટ-વાળ તરીકે ઓળખે છે. નાનો છે છતાં મોટાં મોટાં પક્ષીઓને તે મારીને હઠાવી શકે છે. મોટાં પક્ષીઓ સામે નાનાં પક્ષીઓનું તે રક્ષણ કરે છે, ને રક્ષણના બદલામાં તેમનાં ઈંડાં ખાઈ જાય છે! ઢેંચો પટેલ દુનિયાના બીજા પટે-લોથી જરા યે જુદો પડતો નથી,

આ ઢેંચો બહુ હિંમતવાન છે. આગને કારણે જ્યારે જીવ લઈ ને આગમાંથી જીવડાંઓ નાસે છે ત્યારે આ ઢેંચો ઉજાણીએ નીકળે છે, ને આગને વીંધતો તે ઊડતાં જીવડાં ઉડાવે છે. આપણી આજુબાજુ ઢેંચાને કાળો કોશી કહે છે. આપણા વિનયમંદિર પાસેના વીજળીના તારો ઉપર તમે ઢેંચાભાઈને શોધી લેજો. રંગે એ કાળો છે; કાગડાથી નાનો ને પૂંછડી નીચેથી બે ફંટાયેલા ટેકા જેવી દેખાય છે. એની ઊડ એરોપ્લેન જેવી છે. ઊડે છે ત્યારે તારાબેન અને મોંઘીબેન કહે : “એ...એરોપ્લેન ચાલ્યું !”

જ્યારે એમ રાણતથી કાની જતાં હતાં ત્યારે તો અમે ઘણાં ય પક્ષીઓ જોયાં. જોવાની બહુ મજા પડી.



સાંજ પડતી હતી; સોનેરી તડકો બાવળના ધોળા કાંટાને સોનેરી ઢોળ લગાવતો હતો ત્યારે પક્ષીઓ પોતપોતાને માળે જવાની તૈયારી કરતાં દેખાયાં. દેવચકલી પોતાના મિત્રને–સાથીને પાસે બેસાડીને ઊંઘી જવા માટે છેલ્લો સાદ કરતી હતી. સાદ બહુ મીઠો લાગતો હતો. મને હંમેશાં થાય છે તેમ થતું હતું : “ ઓહો ! કેવું મજાનું પક્ષીઓનું સુખી જીવન ! નહિ રળવું, નહિ કમાવું, નહિ ઘર બાંધવા, નહિ સુધારો કરવો, નહિ પુસ્તકો લખવાં, નહિ તમને પત્રો લખવા. બસ; ઊડવું, ગાવું ને ખાવું, આનંદથી દિવસ ગાળવો ને રાત પડ્યે ચિંતા વિના સૂઈ જવું !” પક્ષીઓ ઊડે છે ત્યારે મને તેમની સાથે ઊડ-વાનું મન થઈ જાય છે. સમડીની પાંખ ઉપર બેસીને નીચે પડેલી દુનિયા જોવાની ઇચ્છા થાય છે; ચકલીના માળામાં જઈને ચકલો ચકલી કેમ જીવે છે તે જાણ-વાની મરજી થઈ જાય છે. પણ આ તો બધું લોકો જેને કાવ્યમય જગત કહે છે તે, બે ઘડીના તરંગો !

ઉપર લખી ઝાડીમાંથી પસાર થતાં અમે ચાસને જોયો. કેવા સુંદર રંગો ! કુદરતની બલિહારી છે. કુદરત સમર્થ કલાધર છે. મહામુસીબતે પણ જે રંગો કાગળ ઉપર ઊતરી શકે નહિ, તે રંગો એક ઈંડું ફૂટે ને તેમાંથી બચ્ચું નીકળે તેની પાંખ ઉપર સહેજે ચળકે છે ! એ એ મહાન ચિત્રકારની અદ્‌ભુત પીંછી પાસે કયો મનુષ્ય-કલા-ધર લેશ પણ અભિમાન રાખી શકે ?

તમે એ તો જાણતા હશો કે ચાસને લોકો નીલકંઠ કહે છે. મહારાષ્ટ્રમાં તેને 'તાસ' કહે છે. ચીબરી અને ઘુવડ જેમ અપશુકનિયાળ પંખીઓ છે, તેમ ચાસ શકુનિયાળ પક્ષી છે. લોકો માને છે દશેરાને દિવસે તેનું દર્શન કરવાથી વર્ષ શુભ નીવડે છે. શુકન-અપશુકનનું તો ઠીક, પણ તેનું દર્શન જરૂર આંખને આહ્‌લાદક છે. કુદરતી કૃતિની એક ખૂબી છે. કલાની ઉત્કૃષ્ટતાની એક ખરી ખૂબી છે કે

**क्षणे क्षणे यन्नवतामुपैति**
**तदेव रूपं रमणीयतायाः।**

પક્ષીઓનાં રૂપો અને રંગો જોતાં તમે કદી થાકો જ નહિ. ઉષા ને સંધ્યાના રંગો જોતાં હજી કોણ થાક્યું છે? સૂર્ય, ચંદ્ર, તારા વગેરે કિરતારની અનેક અગણિત કૃતિઓ જોતાં પળે પળે કોણ મુગ્ધ થતું નથી?

ગાડામાં ફરતાં ફરતાં થતો સૃષ્ટિસૌંદર્યનો અનુભવ અણમોલ છે.

મિ. ફોર્ડને તેના એક કુદરતપ્રેમી મિત્ર સાથે ચર્ચા થતી: "ફોર્ડ કાંઈ નહિ તો સૃષ્ટિ સૌંદર્ય અવલોકનની દુશ્મન છે. કુદરતનું દર્શન તો ગાડામાં બેસીને કે પગે ચાલીને જ ઉત્તમ રીતે થઈ શકે." ફોર્ડના મિત્રની સાથે અમે સહમત થઈએ છીએ. હા, મોટર અનેક માઈલ દૂર કોઈ સુંદર રમણીય નિસર્ગસ્થાને અલ્પ સમયમાં આપણને લઈ જઈ શકે છે; પણ મનોરમ દર્શન તો



પગથી વિચારીએ કે સ્થિર થઈને વિરમીએ ત્યારે જ થાય.

તે સાંજે અમે શકરાને–બાજને ઊડતો જોયો. શકરો નીકળ્યો એટલે પક્ષીઓનો કાળ નીકળ્યો. નાનાં ચકલાં અને લેલાંઓએ ઊડાઊડ કરી મૂકી; જીવ લઈને તેઓ નાસતાં હતાં. એક ક્ષણમાં પક્ષીઓના સુખી જીવનનું મારું કાવ્ય ખંડિત થઈ ગયું! મને થયું: "શકરો એટલો બધો કદરૂપ નથી છતાં તે આટલો ભયંકર કેમ છે?" પણ એ વિચારમાં હું ઊંડો ન ઊતર્યો; રૂપ ને ગુણનો મેળ કેમ કરવો ન કરવો તે મારું કામ નથી. અને કોણ કહી શકે એમ છે કે શકરાનાં બચ્ચાંને શકરો બિહામણો લાગે છે? મૃત્યુથી ડરનારને યમ ભયંકર છે, પણ મૃત્યુને ભેટવા જનારને અત્યંત સુંદર કૃતિ લાગે છે. મારો એવો ખ્યાલ છે કે નચિકેતા અને સાવિત્રીને યમ ભયંકર નથી લાગ્યો. આજે લડતમાં સામી છાતીએ ગોળી ઝીલવા તૈયાર થનારને લડતમાં મૃત્યુની કલ્પના મધુર લાગે છે. તલવાર લઈને રણમાં ઊતરતા રજપૂતને પણ મૃત્યુ પરમ સુંદર મિત્ર રૂપ દેખાતું એમ ઇતિહાસની કથાઓમાં છે.

આ બાજુએ મેં હોલીને પહેલવહેલી જોઈ. આપણી તરફ હોલો ને હોલી એક જ આકારનાં અને રૂપરંગનાં દેખાય છે. ચિત્રમાં મેં હોલી જોયેલી પણ નજરોનજર તો આજે જ જોઈ. હોલીના રંગ ઉપર ધોળાં ટપકાં ટપકાં જોવામાં આવે છે; તેની પીઠ ઉપર ટપકાંના ચિતરામણથી

તે રૂપાળી લાગે છે. નવાસવાને તે કંઈક તેતર જેવી લાગે છે. આપણી બાજુ હોલી હોવી જોઈએ. હું ત્યાં આવીશ ત્યારે વિક્ટોરિયા બાગમાં શોધીશ. ગિરીશ ! બીજાં પક્ષીઓ વિષે હમણાં નહિ લખું; વળી કોઈ વાર વાત.

લડત દરમિયાન પક્ષીદર્શન એ એક આરામ અને આનંદ છે. લડતના સિપાઈઓએ આવી રીતે શુદ્ધ આનંદ શોધવાનું શીખવું જોઈએ એવું મારું માનવું છે. આથી અમારી તાજગી વધતી રહે છે, અને ભાષણો કરવાનું બળ ઊભરાય છે. તમે નિયમિત રીતે વિદ્યાર્થીઓને લડતનું રહસ્ય સમજાવતા રહેશો. જેઓ રહસ્ય સમજતા નથી તેઓ ઘણી વાર ઊંધું મારે છે અને લાંબો વખત ટકી શકતા નથી.

તમારા હળવા શરીરે તમે ખૂબ દોડાદોડ કરતા હશો એ અહીં બેઠાં હું જોઈ શકું છું. વાનરસેના માટે બે કાવ્યો અને એક બે લેખોથી તેના તંત્રીને ક્યારે નવાજશો?

લે. તમારા
ગિજુભાઈના નમસ્કાર.



:૩:

ભક્તાશ્રમ, નવસારી
તારીખ. ૧–૨–૩૧

પ્રિય ભાઈ ગિરીશ !

અહીં જોવાનું અને જાણવાનું એટલું બધું છે કે હું રોજ રોજ એક એક પત્ર લખું તોપણ પહોંચી ન વળું. જેટલી બને તેટલી ઝડપે હું પત્રો લખ્યા કરીશ, અને તમને આપેલ વચનને પાળવા પ્રયત્ન કરીશ.

હમણાં અમે ગુજરાતનાં ખેતરોમાંથી પસાર થઈએ છીએ. આફ્રિકા છોડ્યા પછી જે લીલોતરીનું દર્શન ભૂતકાળના અનુભવમાં રહી ગયું હતું તે દર્શન આજે તાજું થાય છે. અલબત્ત આફ્રિકાનાં જંગલોની લીલોતરી અહીં નથી; પણ ખેતરોની તો છે જ.

હમણાં ખેતરોમાં જુવાર ઊગી છે. સાંઠે કણસલાં આવ્યાં છે, ને કણસલે કણસલે મોતી જેવી જાર જડેલી છે. મોતીનાં ઝૂમખાંથી લચી ગયેલ સાંઠાનો સરિયો જ્યારે વળીને વાંકો થાય છે ત્યારે દરેક જુવારનો સાંઠો કેમ જાણે એક એક ઝુમ્મર આખું હોય ! આખું ખેતર આવાં ઝુમ્મરોથી ભરેલું જોતાં આંખ વધારે ને વધારે અતૃપ્ત થાય છે, અને ફરી ફરી તેના સામે જુએ છે. આપણી બાજુ જુવારના આવા સાંઠા નથી હોતા. આપણે ખેડૂત ધીંગો, પણ એની જુવારના સાંઠા પાતળા. અહીંના સાંઠાની શી વાત કરું? તમે માની ન શકો એટલા જાડા; અને ઊંચા તો

એટલા કે વચ્ચેથી ઘોડે બેઠેલો માણસ પસાર થાય તોપણ વખતે ન દેખાય !

આવી જુવાર જોતાં મનને સારું લાગે છે. તેની સાથે દુઃખ પણ થાય છે. કાઠિયાવાડની નબળી ખેતીનાં કારણો છે, છતાં તેની દુર્બળતા સાલે છે. કાઠિયાવાડનો ખેડૂત મહેનત કરીને મરી જાય છે ત્યારે ઝીણી ને હીણી માંડ બોબોએક જુવાર ને સાંઠી જેવી કડબ મેળવે છે. તે દેશ-પરદેશ ફરેલો નથી; ભાગબટાઈથી તે ગાંજી ગયો છે ને દેવાથી તેનું તેજ ઊડી ગયું છે. ધનહીન, વસ્ત્રહીન એ ગરીબ ખેડૂત આંખ સામે તરે છે.

આપણા રાજાઓ જેઓ ખેડૂતો પ્રત્યે બેદરકાર થયા છે, તેમના પ્રત્યે રોષ ચડે; ને ખેડૂતોના લોહી ઉપર મોજ-મજા કરનાર વેપારીઓ અને બાપુઓના દિવસો ભરાઈ ચૂક્યા છે એવો અંતઃકરણમાંથી અવાજ આવે છે. જે રાજાઓનું મન રેલ્વે અને સ્ટીમરોમાંથી, ખાણો અને કર-વેરામાંથી પૈસા મેળવવા તરફ વળ્યું છે તેમને ખેડૂતોની શી પરવા હોય ? મને દુઃખ થાય છે કે ઇમારતના પાયાને તેઓ હાથે કરીને ઢીલો કરે છે. જે દિવસે બળેલા અને ઝળેલા, ભૂખે મરતા તેમ જ ટાઢે ધ્રૂજતા રાજાઓ સામે બળવો કરશે તે વખતે રાજાઓનાં સુખોનું શું થશે, એની મને ચિંતા થાય છે. પણ આજે રાજાઓને એમનો પોતાનો સ્વાર્થ સમજવાને ય અવકાશ નથી, અને કાલે કદાચ બહુ મોડું થશે.



ગિરીશભાઈ ! ખરે, આ લીલાંછમ ખેતરો આંખને ઠંડક આપે છે. તમને તો ગુજરાતનો બગીચો જોઈ એક બે કાવ્ય કરવાનું મન થઈ જાય ! પેલા જુવારનાં ખેતરોની બાજુમાં તુવેરનાં ખેતરો ઊભેલાં છે; વાલ અને શોણબીનાં ફૂલોથી ખેતરોનાં ખેતરો કેવાં ખીલી રહ્યાં છે. ધરતી માતાએ જાણે પીળા પટ્ટાઓવાળી સાડી ન ઓઢી હોય !

કાઠિયાવાડમાં ક્યાંઈક પાંચ આંબાઓ જોતાં મન હાશકારો કરે છે, અને આપણે બોલી ઊઠીએ છીએ : " આંબાવાડિયું આવ્યું ! કેવો મજાનો છાંયો; કેવો મીઠો પવન આવે છે ! " પણ અહીં તો આંબાઓનાં ઉપવનો પ્રતિપળે આંખને અલૌકિક આનંદ આપે છે. આંબાઓનાં મોટાં ઝાડો નીચેથી તમારું ગાડું પસાર થતાં તમને એમ જ લાગે કે આંબાનાં ઉપવનોની અગમ્ય રચના ભગવાને કોણ જાણે કઈ ઘડીએ રચી હશે ! ઊંચા ઘટાદાર આંબલીનાં ઝાડો તો રુક્ષ અને ક્રુદ્ધ જંગલી જેવાં લાગે; એની સામે જુએ પણ કોણ ? અને જ્યાં ત્યાં મહુડાનાં વૃક્ષો સુશોભિત પર્ણમુકુલો વડે તમને આમંત્રે ત્યારે આમ્રલુબ્ધ આપણે તેને અવગણીએ એમાં નવાઈ પણ શી ? આંબાની સર્વોપરી શોભા જ એવી ! અને જ્યારે બાવળની ઝાડી-માંથી પસાર થઈએ છીએ ત્યારે સાચે જ શિહોરની કાંટ અને વિક્ટોરિયા પાર્ક સાંભરે છે. પણ એ બધું આ આંબાના ઉપવનો પાસે કાંઈ જ નહિ.

કાઠિયાવાડ ડુંગરો અને ટેકરીઓથી ભરપૂર છે.

અદ્ભુત કાવ્ય અને બહારવટાની વાતોથી એ સ્થળો લખેલાં ન હોત, ઠેરઠેર ઊંચી ઊંચી ફાળો ભરતાં હરણોનાં ટોળાં ત્યાં ન હોત, દૂર દૂરની ક્ષિતિજ અખંડ અને અવિરત પ્રવાસીને દેખાયા કરતી ન હોત, ઝાંઝવાનાં જળથી ખરે બપોરે સળગી ઊઠતો કાઠિયાવાડ ભર્યો સરોવર જેવો લાગતો ન હોત, અને કાઠિયાવાડના ટેકરેટેકરે અને ડુંગરે-ડુંગરે મોર ગળકતો ન હોત, તો ઘડીભર કાઠિયાવાડ માટે માઠું લાગત અને ગુજરાત ઉપર વધારે પડતો મોહી પડત. પણ ગિરીશ ! મારે કહેવું જોઈએ કે ગુજરાતની લીલોતરી ખરેખર મને બહુ ગમી છે; અરણીઓનાં ઊઘડેલાં ફૂલોથી ને આંબાઓની લલિત મંજરીઓથી તમારું પણ મન મુગ્ધ બને ! તમે કવિ છો; એક વાર અહીં તો આવો ? પૂર્ણા નદીના અખંડ વહેતા જલપ્રવાહમાં નાહતાં નાહતાં તમે થાકશો નહિ. તેની ઊંચી ભેખડો ઉપરથી તમે તેનાં ગંભીર મંજુલ ગાન શ્રવણ કરી આહ્લાદશો. તેના કિનારા ઉપરની હરિયાળી લીલોતરીથી તમારું મન લીલુંછમ થશે. છોકરાઓને એની એ જ લૂખી ભૂગોળ ભણાવવાને બદલે પાંચ દિવસ અહીં આવીને રહો. અમરેલીની ભેખડો ઉપરથી તમે પૂર્ણાને વિલોકતાં કદી પણ નહિ થાકો; પથ્થરો ઉપરથી વહેતી પૂર્ણાને તળવડિયાને પાદર જોઈને પ્રવાસના શ્રમને ધન્ય ગણશો; ભૂગોળશિક્ષણનું જીવંત દૃષ્ટિબિંદુ હાથ લાગશે અને એ કાવ્યો પણ સહેજે પૂર્ણા નદી જેમ તમારા હૃદયમાંથી



સરી જશે.

બસ; હાલ તો આટલેથી જ. પણ હાલ એટલે આવતી કાલે એક બીજો પત્ર લખીશ. એમ ન કરું તો કામ કેટલુંય ચડી જાય.

લે. તમારા
ગિજુભાઈના નમસ્કાર.

: ૪ :

**ભક્તાશ્રમ, નવસારી**
તારીખ. ૨–૨–૩૧

**પ્રિય ભાઈ ગિરીશ !**

મારો ગઇ કાલનો પત્ર મળ્યો હશે. તમારો જવાબ આવે તે પહેલાં મારે તો લખવું જ રહ્યું. તમે ત્યાં જીવતા છો એટલે તમારા ખબરઅંતર પૂછવાની મને ઉતાવળ નથી. અને તમે કહ્યું જ હતું કે હું ગુજરી જઈશ ત્યારે હું પોતે તમને તારથી ખબર અપીશ. રોજ તારની રાહ જોઉં છું, પણ નથી મળતો ત્યારે તમને હયાત ધારી પત્ર લખવા બેસું છું, અને આશા રાખું છું કે આ પત્ર મળશે ત્યારે તો હયાત હશો જ.

વારુ ત્યારે, હું મારા અનુભવો આગળ લખીશ.

અહીં સુરત જિલ્લાના ખેડૂતો વચ્ચે ફરતાં કેટલા નવા નવા શબ્દપ્રયોગો સાંભળવાના મળે છે? લાંબી યાદી તો ક્યાં આપું, પણ એક બે વાનીઓ ચખાડું. આપણે બળદ કહીએ તેને અહીં બલિયા કહે છે; આપણે શીતળા કહીએ છીએ તેને અહીં બળિયા-કાકા કહે છે; શુદ્ધ ભેંશોને તેઓ ભેંસડા કહે છે; આપણે સળગાવ્યું કહીએ ને તેઓ લગાડયું કહે; આપણું પણ, તેઓનું હો. આ છેલ્લા શબ્દનો ઉચ્ચાર લખી નથી શકતો પરંતુ તે સાંભળવો અને વાપરવો બહુ ગમે તેવો છે. હું હો, તેઓ હો, પોરા હો; એટલે હું પણ, તેઓ પણ, છોકરા પણ. બૈરાંઓને તેઓ પોહાંઓ



કહે છે. આપણા રામનારાયણ પાઠકે પોહાંઓનો મૂળ શબ્દ પુષ્ ધાતુ ઉપરથી પોષ્ય સૂચવ્યો છે; પોષ્યમાંથી અપભ્રંશ થઈને પોહાં થઈ ગયો છે.

નવા નવા શબ્દો શીખવા ને વાપરવા જતાં કોઈ વાર બની પણ જવાય છે. મારા ભાષણમાં ભેંશોને માટે મારે વાપરવું જોઈતું હતું ભેંસડા, પણ મેં એને માટે વાપર્યું ભેંસલા. ભેંસડા એટલે ભેંશો અને ભેંસલા એટલે ગાડા માર્ગે બે ચીલાઓ વચ્ચે આવતો જમીનનો ઘણો ઊંચો થઈ ગયેલો ભાગ. લોકોએ આ શબ્દપ્રયોગ સાંભળી હસી લીધું હશે, અગર તો મૂરખ ધારી જવા દીધું હશે. પણ પાછળથી તારાબેન-મોંઘીબેને મને તો ખૂબ જ બનાવ્યો. તે પછી હું શબ્દોનો અભ્યાસ કરું છું પણ તે વાપરવાનું સાહસ કરતો નથી. આપણી તરફના અને આ બાજુના ઘરગથ્થુ શબ્દોમાં, ખેતીના શબ્દોમાં અને જીવનની ઘણી બાજુના શબ્દોમાં તફાવત છે. અહીં આવતાં મને લાગ્યું કે ઘણા લોકોની આપણા બાલસાહિત્યના શબ્દો સામે ફરિયાદ છે તેમાં તેમની દૃષ્ટિએ વ્યાજબીપણું છે. પણ અહીંના બધા શબ્દો આપણા શબ્દોની જગાએ મૂકીને લખું તો કાઠિયાવાડનાં બાળકોને અને ચરોતરનાં બાળકોને ઘણો જ અન્યાય થાય. ખરી રીતે અમદાવાદનાં બાળકો માટે એક શબ્દ હોય ત્યારે સુરતનાં બાળકો માટે બીજો અને ખેડાનાં બાળકો માટે ત્રીજો શબ્દ જોઈએ. પણ મને લાગે છે કે તેથી તો લેખકોની મુશ્કેલીઓ વધે

અને ઐક્યને ન્યાય ન મળતાં દરેક વિભાગનાં બાળકોને મૂંઝવણ પડે. મને તો એક જ માર્ગ સૂઝે છે, અને તે એ છે કે લેખકો પોતપોતાને જ્ઞાત એવી ભાષામાં લખે; ને જ્યાં તે શબ્દો ન સમજાય ત્યાં વાંચનાર તેનો અર્થ સમજી લે. આથી શબ્દસમૃદ્ધિ થશે ને ભાષા વધારે ખેડાશે. તેમ છતાં સર્વમાન્ય એવી કોઈ બાલસાહિત્યની ચોપડી કોઈ લખે તો તેમાંથી મને શીખવાનું મળે. પણ આ વાત જવા દઉં. મારી ઇચ્છા ન હતી છતાં આટલું પ્રસંગ આવતાં લખાઈ ગયું છે.

અને ગિરીશ ! અહીંઆં કેટલુંક એવું જોવાનું મળે છે કે જે આપણે ત્યાં પણ છે જ. સરખામણી અને વિરોધ હું વારંવાર વિચાર્યા કરું છું. અહીં કાળા કાગડાઓ છે અને આપણે ત્યાં પણ કાગડાઓ બધા જ કાળા છે. અહીં જ્યાં ત્યાં બેવકૂફ ગધેડાઓ માટીનાં ભરેલાં છાલકાં ખેંચવાની સખત મજૂરી કરે છે અને આપણા ગામને પાદર મજૂર ગધ્ધાઓ પેટ પિડાય એટલો ભાર ખેંચે છે. રોઝ જેને કહેવામાં આવે છે એવું અજબ જંગલી પ્રાણી અહીં છે, તેવું જ તે વિક્ટોરિયા પાર્કમાં વિહરે છે. પણ ખૂબીની વાત એ છે કે ઊંચી ગરદનના તેજી ઘોડાઓનો હણહણાટ અહીં શ્રવણગોચર થવો અશક્ય છે. ક્યાં સિંહ સમાન કાઠીબિરાદરોના રેવાલ ચાલ ઘોડા અને ક્યાં અહીંનાં ટગમગતાં ટાયડાં ! આપણી કાબરો અને અહીંની કાબરોમાં પણ થોડોક તફાવત છે.



આપણી કાબરોથી અહીંની કાબરો કંઈક કોમળ લાગે છે; ચાંચ અને પગનો રંગ પીળા કરતા કેસરી વધારે છે. ગિરીશ ! તમને જાણીને સંતોષ થશે કે કાઠિયાવાડ અને ગુજરાતની કાબરબહેનો સરખી જ છે. અમારી સામે રહેતી બે બહેનો જ્યારે લાંબા હાથ કરી 'રામજીના ઘર પાસેથી ગંધેડું ગયું ત્યારે તારા કૂતરાને તેં કેમ ભસવા દીધું ?' તેનો કજિયો કરતી જોઉં છું, ત્યારે ભાવનગરની કણબી-વાડની બહેનો યાદ આવે છે. આ જાણી તમને તમારી કણબીવાડ માટે અભિમાન થશે. સંતોકબેનને પણ આટલી વાત તો કરજો જ.

અહીંનાં કૂતરાંઓ અને ત્યાંનાં કૂતરાંઓ, ત્યાંના બિલાડાઓ અને અહીંના બિલાડાઓમાં કેટલા સામ્ય-વિરોધો છે તેનો હું બારીક અભ્યાસ કરું છું. અને મને આશા છે કે તે અભ્યાસ આગળ ઉપર તમને ને મને ઘણો કિંમતી થઈ પડશે. બીજું મેં નક્કી કર્યું છે કે અહીંનાં કૂતરાંઓને ભસતાં આવડે છે, ને બિલાડાંઓને મ્યાઉં કરતાં આવડે છે. અહીં પણ કોઈ કૂતરાંબિલાડાં-ઓનો વિશ્વાસ રાખતું નથી. અહીં પણ કૂતરાંઓ ખુશી થાય છે ત્યારે મોં ચાટે છે, અને ડરે છે ત્યારે બે પગ વચ્ચે પૂંછડી ઘાલી દે છે. ખુશામતખોર માણસનાં લક્ષણ અહીંનાં કૂતરાંઓમાં પણ છે, ને હરામખોર માણસની જેમ ત્યાંની બિલાડી જેવાં જ લક્ષણો છે. તેઓ પણ આંખ મીંચીને ખાય છે, ને ખાઈ પીને તેઓ પણ શેઠને નહોર મારે છે;

બાકી મેં એક એ તફાવત જોયો કે મનુષ્યને બે પગ છે ને કૂતરાને ચાર પગ છે. કેમ, વાંચતાં વાંચતાં હસો છો? તમારે કેટલા પગ છે?

આ પત્ર લખતાં તો હું કંઈક રમૂજમાં ચડી ગયો લાગું છું. ને કોઈ વાર તો મગજ એટલી છૂટ લે જ છે ને? બધું ગંભીર થઈને લખ્યા કરું તો તમારી જેમ વહેલો ઘરડો થઈ જાઉં ને?

આપણા ભાઈબંધ શું કરે છે? તેમને કહેજો કે આજે તો યુવાનોનો ઉત્સવ છે. તમ જેવા યુવાનોના નાયક થવાની મહત્ત્વાકાંક્ષા રાખનારા માટે આજે ચારેકોર ઘૂમી વળવાની ભારે સુંદર તક છે. ત્યાં ખૂણામાં ક્યાં પડ્યા છો? નીકળો, નીકળો! તેને મારા સલામ કહેજો. હાલ એ જ.

લિ. તમારા
ગિજુભાઈના નમસ્કાર.



: ૫ :

ભક્તાશ્રમ, નવસારી
તા. ૯–૨–૩૧

પ્રિય ગિરીશ!

તમારા પ્રેમાળ પત્રનો જવાબ આપતાં જરા વિલંબ થયો તો ક્ષમા કરશો. પાંચ છ દિવસના સતત પ્રવાસ પછી આજે જ મુકામ પર આવું છું, અને અગત્યની બીજી ટપાલ સાથે જ તમને લખવાનું લઉં છું. મારે મન તમને પત્ર લખવા એ એક પ્રિય વ્યવસાય છે. પત્ર લખતાં હું ત્યાંના વાતાવરણનો શ્વાસોચ્છ્વાસ સહેજે લઉં છું. અને આપણા કેળવણીમય વાતાવરણનો જે વિયોગ થયો છે તે સહેવાનો પ્રયત્ન કરું છું.

લડાઈમાં રસ આવે છે. નવી શક્તિ ખીલે છે; નવી દૃષ્ટિ ઊઘડે છે; જીવનમાં રહી જતી ઊણપ પૂરવાની તક મળે છે. મારે મન લડાઈ એક ભારે કિંમતી શાળા થઈ પડી છે. લડાઈમાં ન જોડાયો હોત તો મને ભારે ખોટ જાત એમ મને લાગે છે. હવે મારે જેલમહેલનો અનુભવ લેવાનું નજીક આવતું હોય એમ ભાસે છે. જેલમાં બેઠા-બેઠા આત્મિક દૃષ્ટિએ કંઈક શાંત સાધના સાધવાના મનોરથો સેવું છું. સમાધાન થઈ જાય તે પહેલાં જેલમાં ગયાનું નામ પાડવા ખાતર જેલમાં જવાનું હું પસંદ નથી કરતો. પણ જેલનું સામૈયું હું હાથમાં નાળિયેર લઈ ઘોડા ઉપર બેસી વધાવવા માટે સદા તત્પર છું. કોઈ વાર

એમ પણ થઈ જાય છે કે હાથે કરીને ભેંશના શીંગડાંમાં માથું નાખું; પણ આ લડતના સૈનિક તરીકે મને તેમાં અધર્મ ભાસે છે. પણ હવે આ વાત જવા દઉં. લડતથી દૂર પડેલ તમને આ લડતની વાત કોણ લખે?

અઠવાડિયામાં એક દિવસ અમે રજાનો પાળીએ છીએ. આજે તે દિવસ છે. વાનરસેનાનું લખાણ લેવા ચંદ્રશંકર આજે જ આવે છે. આજે અઠવાડિયાની અમારી આરામતિથિ છે. આજે ગમ્મત ઉડાવીએ છીએ. હમણાં જ ચંદ્રશંકર હસતા હસતા આવ્યા અને કેવી રીતે લેડી ડેન્યુ સ્મોક કરે (બીડી પીએ) છે તે જોવા બહાર બોલાવ્યો. અમારા પાડોશમાં લૉર્ડ અને લેડી ડેન્યુ તાજાં ટીમરૂનાં પાનમાં તમાકુ નાખી ચીરૂટ પીતાં પીતાં ફૂ ફૂ કરી ધુમાડા કાઢે છે ત્યારે લૉર્ડ ડેન્યુ તેની પાસે બેઠો બેઠો કૃતાર્થ થતો થતો, ધન્યવાદ માનતો માનતો, પોતે જાતે જ બનાવેલી વેંશ પીએ છે અને પોતાને આવી લેડી પ્રાપ્ત થઈ તેને માટે મનમાં ઈશ્વરનું ઋણ વિચારે છે! લૉર્ડ ડેન્યુ પાતળો, રંગે કાળો, આધેડ વયનો હોવાથી હાડકાં દેખાય તેવા શરીરવાળો એક આદમી છે. મારું અનુમાન છે કે ફ્રાંસમાં અમીરો સાથે જમતી વખતે પહેરેલો લાંબો કોટ સવારની છોટાહાજરી વખતે તે પહેરે છે, અને લેડી ડેન્યુનાં કપડાંને થીગડાં મારવામાં તેનો વધારાનો વખત ચાલ્યો જતો હોવાથી પોતાના કોટને બુતાન ટાંકી શક્યો નથી. લેડી ડેન્યુ ભલી બાઈ છે. લૉર્ડ ડેન્યુ એટલો બધો



કજીઆગરો, એટલો બધો ઘરવહલો છે કે તેના પ્રત્યે ક્રોધ કરવાનું મનાતું નથી, અને તેથી એ અમારી પ્રત્યે ક્રોધ કરે છે. હું તે યુગલ ઉપર મુગ્ધ છું. આંબાના ઝાડ પાસે સળગતા ચૂલા નજીક પાસે પાસે બેસીને વાતો કરતા ને ખોરાક પકાવતા આ જોડાની હું અદેખાઈ કરું છું. લૉર્ડ ડેન્યુ લેડી ડેન્યુને ભાગ્યે જ કામ કરવા દે. કચરો નાખવા જતી લેડી ડેન્યુ ને લૉર્ડ ડેન્યુ કહે છે: "આ નજીકમાં જ નાખ; દૂર જવાની મહેનત ન લે." લેડીની પથારી લૉર્ડ જ પાથરે છે. જમેલાં વાસણો લૉર્ડ જ માંજે છે. મને લાગે છે કે હું મારાં ઘરવાળાંની આવી સેવા કરતાં શીખું. આ અમેરિકન દંપતી મને આદર્શ રૂપ થાય એમ હું તમારી પાસે પ્રાર્થના કરું છું. તેઓની સભ્યતા, રીતરિવાજ, સ્ત્રીસન્માન ને સ્ત્રીદાક્ષિણ્ય પરસ્પર ખૂબ મળતાં છે. એથી જ હું મારી બાજુના દૂબળા અને દૂબળીને લૉર્ડ અને લેડી કહીને સંબોધું છું. ગિરીશ! અમે તો એને જોઈને વારંવાર હસીએ છીએ, અને પ્રાથમિક દશા એટલે આત્યંતિક સુધારો એવી મીમાંસા કરીએ છીએ, અને સુધારામાં આગળ પગ મૂકતાં થરથરીએ છીએ. મને લાગે છે કે હવે આપણે આ પાશ્ચિમના લોકોનું અનુકરણ કરતા અટકીએ. તેઓ જંગલી હોવાથી પોતાને સુધરેલા માને છે ને મનાવે છે, એમ મને લાગે છે. તમે તો નવીન માનસશાસ્ત્રથી પરિચિત છો; તમારો મત પણ એમ જ પડશે એમ હું માનું છું.

હમણાં જમવાનો વખત થાય છે, એટલે આ પ્રકરણ અહીં છોડી દઉં. તમે એક વાર અહીં આવો ને? આ લૉર્ડ અને લેડીનાં મારે તમને દર્શન કરાવવાં છે. આદર્શ જીવન પર કંઈક લખવા તમને પ્રેરણા મળશે. ચંદ્રશંકર તેનો ઉપહાસ કરે છે, પણ હું ચંદ્રશંકરને કહું છું કે "યાદ રાખજો, આગળ જતાં તમે ક્યાંક લૉર્ડ ડેન્યુ ન બની જાઓ!" આપણે ઘણી વાર જેનો બહુ વિરોધ કરીએ છીએ, તે વસ્તુને સ્વીકારવાને માર્ગે જ આપણે હોઈએ છીએ, તે સાચું છે ખરું? તમારા પ્રથક્કરણશાસ્ત્રની ચોપડીમાં જોજો, અગર આપણા હરિશંકર ત્રવાડીને પૂછજો. બચ્ચાંકચ્ચાં ખુશીમાં હશે. એ જ.

લિ. તમારા
ગિજુભાઈના નમસ્કાર.

# વિભાગ બીજો

## : ૬ :

દક્ષિણામૂર્તિ બાલમંદિર : **ભાવનગર**
તા. ૧૦-૨-૩૪

**વહાલાં બાળકો !**

તમે એમ ન ધારતાં કે હું તમને ભૂલી ગયો છું. હું તમને ભૂલી જઈ શકું તેમ નથી. મને તમે ઘણી યે વાર યાદ આવો છો. જ્યારે હું રૂપારેલ પક્ષી જોઉં છું ત્યારે, જ્યારે હું ફાંગનાં ફૂલોને જોઉં છું ત્યારે, તમે મને યાદ આવો છો. આપણે બધું સીમમાં સાથે ફરીને જોયું હતું. રૂપારેલ તો કેમે ય આપણા જોવામાં આવતી ન હતી. અને ઊડીઊડીને એક વાડેથી બીજી વાડે એવી તો ભાગતી હતી કે કેટલાં યે ખેતરો ખૂંદીને આપણા પગ દુખી ગયા હતા. હવે તો હું રૂપારેલને બરાબર ઓળખી શકું છું. જ્યારે રેલમાં બેસી મુસાફરી કરું છું ત્યારે તારનાં દોરડાં ઉપર અને તેના થાંભલા ઉપરની ચકલી ઉપર રૂપારેલને ભાળું છું.

ગયે ચોમાસે જ્યારે ફાંગના વેલા વાડે વાડે ચડી ગયા ને તેના ઉપર ચાંદની જેવાં ઊજળાં અને મખમલ જેવાં સુંવાળાં ફૂલો ઊઘડી પડ્યાં ત્યારે આપણે ત્યાંનાં ખેતરોની વાડે ફાંગફૂલો લેવા માટે કેટલું યે ચાલ્યા હતા તે યાદ આવ્યું હતું. હવે ચોમાસું નજીક આવતું જાય છે એટલે ફૂલોની રાહ જોઈ રહ્યો છું. અહીંના વિક્ટોરિયા



પાર્કના દરવાજા પાસે એક ઝાડ છે એ ફાંગફૂલોથી ઢંકાઈ જશે. ત્યાંથી જનારને તો એમ જ લાગે છે કે આ ધોળાં ફૂલો ઝાડ ઉપર ઊઘડેલાં છે. એ ફૂલો ઝાડનાં પાંદડાંને ઝક ઢાંકી દઈ ઝાડને ધોળાં ટપકાંવાળી છત્રી બનાવી દે છે.

તમે વારંવાર મને ત્યાં આવવાનું કહો છો અને લખાવો છો. પણ હું અહીંથી કેવી રીતે છૂટું ? એક તો એટલું બધું કામ અને તેમાં યે આવી તબિયતે આવું, તો મારાથી તમારી સાથે સહભોજનમાં કેવી રીતે અવાય ? ગળામાં બાયનોક્યૂલર લઈને ચંડુલને આકાશમાં ઊડતું અને ગાતું જોવા શી રીતે ભટકાય ? અને રણગોધલાની જગા શોધવા બે ત્રણ માઈલ ખરા બપોરે શી રીતે ચલાય ? હમણાં તો હું બે રાશવા પણ પૂરું ચાલતો નથી.

તમારો અભ્યાસ તો સુંદર ચાલતો હશે. રોજની પેઠે તમારી પ્રાર્થના, દાંડિયારાસ, રમતો અને વાંચવું-લખવું બધું યે ચાલતું હશે; તમારી નિશાળ જોઈ ને તો મેં ‘ આગળ વાંચો ત્રીજી ચોપડી ’માં ગામની નિશાળ એમ કરીને એ પાઠ લખ્યો છે. એ છેલ્લો પાઠ છે; તે તમે વાંચજો. તમારા દિનુભાઈનું નામ જ એમાં લખ્યું છે. તમારા દિનુભાઈ ને મેં ચોપડીમાં મારા કરી દીધા, ખરું ના ?

વારુ, હમણાં હમણાં પેલી ટેકરીઓમાં અણગો કરવા જાઓ છો ? પેલી ચીબરીવાળા કૂવા પાસેના જંગી ઝાડ ઉપર ચડીને પોપટનાં બચ્ચાં શોધો છો કે ? આપણે તે દિવસે તેને બહુ શોધ્યાં, પણ એકે ય ન જડ્યું.

પેલા આજુબાજુનાં ગામડાંના છોકરાઓ ખભે દફ્તર લટકાવી ભણવા આવે છે? તેમને કહેજો કે તમને ય ગિજુભાઈ સંભારે છે.

તમે બધાં સાંજ પડતાં તમારી નદીમાં જઈને હંમેશની જેમ રમો છો કે? હમણાં તો નદીમાં કાંકરા ઊડતા હશે. પણ એમાં ખો ખો રમવાની તે દિવસે બહુ મજા પડી હતી.

વારુ, રાત્રે અક્ષરજ્ઞાનની શાળા કેવી ચાલે છે? તમારા બાપાઓ અને કાકાઓ ભણવા આવે છે? કેટલા લોકો વાંચતાં શીખી ગયા? મેં તમને કહ્યું હતું તેમ તમે તમારા ઘરમાં તમારી બેન, કાકી, મામી, કોઈને ભણાવો છો ખરા? મેં તમને તેમ કરવા કહ્યું હતું અને તમે હા પાડી હતી એમ કંઈક યાદ છે.

કહો ત્યારે, હવે શું લખું? એમ તો ઘણું યે લખવાનું છે પણ મનમાં હોય તે બધું યે કાંઈ લખી નખાય છે? થોડુંક તો ત્યાં આવું ત્યારે વાતો કરવા માટે રાખવું જોઈએ ના?

દિનુભાઈને અને જયાબેનને મારા નમસ્કાર કહેજો. અને તમને શું કહું? મારા રામરામ કે? લ્યો ત્યારે

તમારા
ગિજુભાઈના રામરામ.



: ૭ :

શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિર, **ભાવનગર**
**તારીખ ૧૨—૨-૩૪**

ચિ. ભાઈ રવજી!

નાનાભાઈ, તારાબેન અને મારી ઉપરનો તમારો કાગળ મળ્યો.

નાનાભાઈ બહારગામ ગયા છે. તેઓ આપણી સંસ્થાના ફંડ માટે ઇંદોર, ભોપાલ, ગ્વાલીઅર થઈ મુંબઈ ગયા છે; ત્યાંથી તેઓ એડન, આબીસીનિયા ને સુદાન પણ જશે. આ બધું ખૂબ દૂર દૂર આવ્યું. આ બધું ક્યાં આવ્યું તે નકશામાં જોજો, ને ન જડે તો દિનુભાઈને પૂછજો.

ભજનની કઈ ચોપડીઓ જોઈએ છીએ તે દિનુભાઈને પૂછીને લખશો એટલે મોકલીશ.

બોર તો હવે પાકવાને સાટે ઊકલી જવા આવ્યાં હશે. બોર તો ઘણા પાકયાં, પણ અમે આવીએ ત્યારે ને? બાલમંદિરમાં એક બોરડી છે; કાચાં બોર ખાવા માટે નાનાં બાળકો દી બધો ત્યાં લાગ્યાં રહે છે. હું તો હવે મોટો થઈ ગયો એટલે મને તો ત્યાં જવાની નવરાશે નથી મળતી. મોટા થયે કાંઈ ફાયદો થોડો જ છે?

ભાઈ મોહન વીરા, તથા ભીમા રવજી, તથા બીજલ દાદા, સૌ ભાઈઓને રામરામ કહેશો. અન્નજળ

પાણીએ ત્યાં આવી પહોંચશું તો ખરા, પણ ક્યારે તે નક્કી નથી.

કામકાજ લખશો.

લિ.
ગિજુભાઈના આશીર્વાદ.

: ૮ :

બાલમંદિર, **ભાવનગર**
તા. **૧૨-૨-૩૪**

ચિ. ભાઈ મોહન તથા ભાઈ રવજી તથા ભાઈ દેવજી, સૌ ભાઈઓને રામરામ. પણ કોના? ગિજુભાઈના કે નાનાભાઈના કે તારાબેનના? નાનાભાઈ બહારગામ ફરે છે; તારાબેન મહારાષ્ટ્રમાં છે. ત્યારે કહો જોઈએ, કોના રામરામ વાંચશો? મારા કે તમારા?

જે બ્રાહ્મણ લોટ માગવા આવે છે તેને કહો કે "મહારાજ! છોકરાંઓને ભણાવો ને લોટ માગો તો લેવાના હકદાર છો; પણ અમથા જ લોટ માગ્યા કરો એ કાંઈ સારું નહિ." બ્રાહ્મણનું કામ ભણાવવાનું અને ભણનારનું કામ બ્રાહ્મણને ખવડાવવા-પિવડાવવાનું ખરું છે ના?

તમે મને હજી જોટીંગનો ડુંગર અને ગંધારિયો ક્યાં બતાવ્યો છે? વારુ, હવે આવું ત્યારે આપણે ત્યાં સુધી ભાતું લઈને જઈશું. ભાતામાં ડુંગળી ને રોટલા મને તો બહુ ગમશે; કેરડાંનું અથાણું મને તો ખૂબ જ



ભાવે છે. તમારે ત્યાં કેરડાંનાં અથાણાં થાય ખરાં કે?

તમને બધું બહુ યાદ રહેતું લાગે છે. ટયાને જોવાને આપણે રખડ્યા હતા, ગોડિયો ઊંચો ઊડતો હતો, એ બધું તમને ખૂબ યાદ છે.

વારુ ત્યારે, તમે પણ આ થોડું લખ્યું ઝાઝું કરીને વાંચજો.

લે.
ગિજુભાઈના આશીર્વાદ.

: ૯ :

બાલમંદિર, **ભાવનગર**
તા. **૧૨-૨-૩૪**

ચિ. ભાઈ જસમત !

તમે તમારો પત્ર તમારી ઢબે લખ્યો છે; હું મારો પત્ર મારી ઢબે લખું છું. મારામાં સ્વસ્તીશ્રી, એતાનશ્રી, એવું કાંઈ નથી. મારું તો ટૂંકું ને ટચ: "ચિ. ભાઈ જસમત." પણ મને તમારી રીત પણ આવડે છો, હો!

તમારે ત્યાં ઘણો આવું ને પોંક ખાઉં, પણ અહીંથી ગધેડું છૂટે ત્યારે ને? તમારે ત્યાં ગધેડું હશે જ. તમારા બાપા એને છોડે ત્યારે એ છૂટે, એમ બાલમંદિરનું કામ મને છોડે ત્યારે હું છૂટું ના? હું બાલ-

મંદિરનું એક ગધેડું છું. વળી હું નાનાં બાળકોનો તથા મોટા વિદ્યાર્થીઓનો કુંભાર છું. નાનાં બાળકોને ખોલકાં કહું છું; મોટાંઓ મારાં ગધેડાં છે. પણ નાનાં ખોલકાં મને બહુ ગમે છે. એવાં તો સુંદર લાગે છે કે બસ! તમારે ત્યાં ખોલકાં છે? તમે એની સાથે કોઈ દી રમ્યા છો?

તમે ખૂબ ભણતા લાગો છો. આણપાણ સુધી પહોંચ્યા, ખરું? બહુ સારું.

ચોથી ચોપડી હજી નથી છપાઈ. હમણાં તો બીજા કામ આડે ચોપડી લખવાની જરા યે નવરાશ મળતી નથી.

વધારે વાતો ત્યાં આવીશ ત્યારે કરીશ.

લે. શુભેચ્છક
ગિજુભાઈના આશીર્વાદ.

: ૧૦ :

બાલમંદિર, ભાવનગર
તા. ૧૨–૨–૩૪

ચિ. ભાઈ સેપાભાઈ!

ત્યાં ગામડામાં એકાંએકાં મને ઠીક સંભાર્યો. તમે પોંક ખાવા બોલાવો છો પણ હું તો સો ભૂતનો હરવાળ્યો; શી રીતે આવું? નાનપણમાં હું ગામડામાં હતો. ખેતરને શેઢે જઈને મેં પોંક ખૂબ ખાધો છે. મને એ બરાબર



ખાઉં છું. તલનાં તલસરાં ખંખેરતાં મને પણ આવડે છે. હવે ભાણું તો રહ્યું, પોર આવીશ; ને તલ ને ટોપરું ને ગોળ ને એવું ખાશું.

તમારી નિશાળ જોવા એક દાણ (વખત) નહિ પણ બે દાણ આવીશ. હમણાં બહાર નીકળું એટલો નવરો નથી. તો ઉનાળાની રજાઓમાં આવું તો ચાલશે કે?

દિનુભાઈ, ઇંદુભાઈ સાથ સર્વેના રામરામ પહોંચ્યા છે. એ બધાને ઝાઝા કરીને મારા રામરામ કહેજો.

સૌ બાળકો ભેળાં મળી મજા કરતાં રહેજો. ખૂબ રમજો.

લિ.
ગિજુભાઈના આશીર્વાદ.

: ૧૧ :

બાલમંદિર, ભાવનગર
તા. ૧૨–૨–૩૪

ચિ. ભાઈ બીજલ, તથા ભાઈ દિનુભાઈ તથા ભાઈ જસમત તથા ભાઈ દેવજી તથા બીજાં ભાઈબહેનો!

તમારો ખૂબ પ્રેમભર્યો કાગળ મળ્યો. પોંક અને તલ ખાવા આવવાની ઘણી હોંશ છે પણ અહીંના ધોંસરેથી છુટાય ત્યારે ને? અત્યારે અહીંનું કામ ધમધોકાર ચાલે

છે. જોતરાં છૂટે ત્યારે ખરાં.

અધ્યાપનમંદિરના વિદ્યાર્થીઓને લઈને એક આંટો આવી જવાની ખૂબ મરજી છે. ક્યારે તે કહી શકું નહિ. આવીએ તો તો ભારે મજા પડે, હો!

કાગળનો જવાબ મોડો લખું છું. માફ કરશો ને?

કાં, ઓણુ ભણતરના પાક કેવાક આવ્યા છે? તમારી નિશાળમાં બેનો ભણે છે કે નહિ? તમે છોકરાઓ કાગળ લખો છો તો છોકરીઓને કાગળ લખતાં નથી આવડતું શું? એ બધી બહેનોને કહેજો કે કાગળ લખતાં આવડે તે સૌ લખે. હું કાંઈ તમારો એકનો જ થોડો છું?

શુભેચ્છક
ગજુભાઈના આશીર્વાદ.

તા. ક. નાનાભાઈ બહાર ગામ ગયા છે. —ગિ.

: ૧૨ :

શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિર, **ભાવનગર**
તા. ૨૭–૧૨–૩૧

ચિ. રસિકલાલ!

નવીનચંદ્ર અને ભગવતીબેન પોતાના કાગળમાં લખે છે કે તમે પણ મને બહુ સંભારો છો. હું જાણીને બહુ ખુશી થયો છું. ખરેખર, તમે લોકો મને બહુ ચાહો છો,



જાણીને મારું હૈયું હરખાય છે. તમે કેટલાં બધાં સારાં છો કે ગિજુભાઈને જરા યે ભૂલ્યાં નથી!

હું પણ તમને સૌને યાદ કરું છું, સમજ્યાં? તમને યાદ કરતી વખતે આપણી વાર્તાઓ, નાટકો અને ગીતોને પણ યાદ કરું છું; આપણા મંડળને અને સભાને પણ યાદ કરું છું, અને આપણે કરેલાં ઠરાવોને પણ યાદ કરું છું.

આપણે કરેલા ઠરાવો તમારા ગામના માણસો અમલમાં મૂકે તો કેવું સારું? તમારે ત્યાં બાળકોને ફરવા હરવા માટે એક બાગ થાય તો સૌ બાળકોને કેટલો આનંદ મળે? અને તમારે ત્યાં એક બાલપુસ્તકાલય થાય તો બાળકોને કેટલાં બધાં નવાં નવાં પુસ્તકો વાંચવાનું મળે? તમે મણિભાઈને અને સૌને કહ્યા કરજો કે બાળકો માટે એક પુસ્તકાલય ખોલે, ને એક બાગ કરાવે. બાળકો માટે એટલું તો કરવું જ જોઈએ ના?

તમે તમારાં માબાપને પણ કહેજો; તમને જે મોટાંઓ મળે તેમને પણ કહેજો. આગ્રહ કરીને કહેજો કે બાળકો માટે કંઈક તો કરે જ કરે.

આખા ગામનાં બાળકો જો આ એક જ વાત સૌને કહ્યા કરશે તો જરૂર કંઈક તમારે ત્યાં થશે જ.

તમે સૌ રમજો, ગાજો, નાટક કરજો અને મજા કરજો. નવરાશે ભણજો પણ ખરાં.

લિ. શુભેચ્છક
**ગિજુભાઈના આશીર્વાદ.**

: ૧૩ :

બાલમંદિર, **ભાવનગર**
તા. ૨૫–૨–૩૪

ચિ. પોપટભાઈ!

તમારો પત્ર અને બોરાં બંને મળ્યાં. મીઠાં લાગ્યાં. બોરાં ઘણાં બધાં હતાં અને ઘણાં જણાંએ ખાધાં. અહીંનાં બોરાં કરતાં મોટાં પણ હતાં, ને ગળ્યાં પણ હતાં. તમે તો રોજ ને રોજ ખાતા હશો ને હિતુભાઈને હેત કરીને ખવરાવતા હશો.

હિતુભાઈ બોરાં ખાવાની રજા પાડતા તો હશે જ. પણ જો એમ ન કરતા હોય તો તમે કહેજો કે 'બોરાં રજા' પાડો. તે દિવસે બોરાં ખાવાનાં, સીમમાં ભમવાનું અને ગમ્મત કરવાની.

તમે સૌએ મને સીમમાં ફેરવ્યો હતો અને આપણે કૂવા પાસે બેસી ભાતાં ખાધાં હતાં, તે મને બહુ યાદ આવે છે. અને પેલી રૂપારેલ! એણે તો આપણને કાયર કરી નાખ્યા! પણ આપણે ય ખરા કે એને જોયે જ રહ્યા. પેલો ગોડિયો કેવો ઊંચે ચડીને બોલતો હતો? અહીં ઉસ્તાદો એને ચંડુલ કહે છે. તમે પણ આ નવું નામ યાદ રાખજો.

તમારી પાસે આવવાનું ઘણું યે મન થાય છે પણ અત્યારે તો હું બહુ કામમાં પડ્યો છું. એકાદ માસમાં કદાચ આવીશ. તે વખતે ઘઉં ડૂંડીએ આવી ગયા હશે,



અને પોંકની ઉજાણી કરવાનું ટાણું થયું હશે. પોંક ખાવાની મજા તો પડશે.

પણ એની તો મને ખબર જ નથી કે તમારી સીમમાં ઘઉંનું વાવેતર થાય છે કે નહિ! ઘઉં તો ભાલમાં થાય; તમારે ત્યાં કદાચ ન પણ વાવતા હોય. વારુ, એ બાબતમાં લખશો તો ખરા જ.

હવે ત્યારે આ કાગળ પૂરો કરું છું. સૌને રામ-રામ કહેજો.

લિ. તમારા
**ગિજુભાઈ**ના આશીર્વાદ.

: ૧૪ :

બાલમંદિર, **ભાવનગર**
તા. ૧૮–૧–૩૪

ચિ. વાઘજીભાઈ!

વાઘજીભાઈ! તમારો કાગળ મળ્યો છે, હો. પણ મેં તમને તરત જવાબ ન આપ્યો, ખરું? અરે, હું તે જવાબ કેમ કરી આપું? દિવસ આખો કામ કર્યાં કરું અને રાત પડે ત્યારે થાકીને ઊંઘું. પછી મારે કાગળ લખવા ક્યારે? અને તોપણ હું રોજ કેટલા યે કાગળો લખું છું.

પત્રો લખવામાં વારા બાંધ્યા છે. તમારો વારો આવે ત્યારે પત્ર લખું ના? આજે તમારો અને ભગવતીનો વારો આવ્યો એટલે તમને પત્ર લખવા બેઠો છું. હજી ઘણા પત્રો લખવાના બાકી છે. ધીમે ધીમે બધા લખાઈ જશે. પણ ત્યાં નવા કાગળો આવશે ને નવા જવાબો લખવાનું મળશે. આવી રીતે કાગળો આવે ને તે વાંચવા, અને તેના જવાબો આપવા. કહો જોઈએ, તમને એ ગમે કે નહિ? તમને કોઈ રોજ રોજ પત્રો લખે તો કેવું સારું લાગે? તમે એને રોજ રોજ જવાબ આપી શકો કે નહિ?

વાઘજીભાઈ! તમારું તો નામ જ વાઘજીભાઈ પડી ગયું! તમને ત્યાં કોઈ વાઘજીભાઈ કહે છે કે નહિ? કદાચ હું એકલો જ કહેતો હોઈશ. ના, ભગવતીબેન તો તમને વાઘજીભાઈ કહેતાં જ હશે.

કહો ત્યારે, આપ શું કરો છો? શું ખાઓ છો ને શું પીઓ છો? શું ભણો છો ને શું ગણો છો? શું રમો છો ને શું નથી રમતા?

હું પાટણથી અહીં આવ્યા પછી માંગરોળ બાલમંદિરના ઉત્સવમાં, ત્યાંથી લીંબડીની કન્યાશાળાના ઉત્સવમાં અને છેવટે અમદાવાદના ઉત્સવમાં જઈ આવ્યો.

મણિભાઈ ને કહેજો કે 'નવભારત'માં આવેલા અહેવાલો તમને વંચાવે.



બધે ઠેકાણે તમે સૌ મને સાંભરતાં હતાં. લ્યો, ત્યારે હવે બસ રાખું. નવરાશે વળી લખશો.

લિ. શુભેચ્છક
ગિજુભાઈના આશીર્વાદ.

: ૧૫ :

બાલમંદિર, ભાવનગર
તા. ૧૮–૧–૩૪

ચિ. બેન ભગવતી

તમને થતું હશે કે ગિજુભાઈ તે કેવા માણસ કે કાગળ લખવાનું વચન આપી ગયા, અને કાગળ જ લખતા નથી? પણ બેન! મને માફ કરશો. ત્યાંથી અહીં આવ્યા પછી હું બહુ દોડાદોડમાં પડી ગયો, ને કાગળ લખવાનો વખત મેળવી ન શકયો. તમે એમ ન સમજશો કે હું તમને ભૂલી ગયો છું. ઊલટું કાગળ નથી લખતો તેથી વારંવાર સાંભરો છો. મને ખૂબ વહાલ કરતાં હતાં, મારી સાથે ને સાથે ફરતાં હતાં, તમે મને તમારી પાસે જમવા બેસાડચો હતો, અને તમારી મોતીની માળા તમે મારા ગળામાં નાખી હતી, એ બધું મને યાદ આવે છે. તમારી એટલી બધી પ્રીતિ હું કેમ ભૂલી શકું?

વારુ, તમે હમણાં શું વાંચો છો? કયાં નાટકો કરો છો? કંઈ લખો છો ખરાં કે?

તમારું પાટણ જૂનું શહેર છે. એની જૂના વખતની વાતો નટુભાઈ જાણતા હશે. તેને પૂછીને સાંભળશો અને જૂનાં સ્થળો જોવા જશો.

તમારું પાટણ મને તો ગમ્યું હતું. ત્યાંથી મેં માટીનાં સસલાં ને ફૂલદાનીઓ ને એવું એવું આણ્યું છે. મારી દીકરી ટીકુબેનને એ બધું ગમ્યું છે. ટીકુબેન તમારી જેવડાં જ છે; રમતિયાળ પણ છે.

વારુ, આ સાથે વાઘજીભાઈ ઉપર એક પત્ર છે. તે પણ તમે વાંચશો. બીજા ભાઈબંધ ઉપર પણ હું લખીશ જ.

મને તમારા પિતાશ્રી પાસે સંભારશો.

તમે તો પત્ર લખશો જ.

લે. શુભેચ્છક
ગિજુભાઈના આશીર્વાદ.

: ૧૬ :

બાલમંદિર, ભાવનગર
તારીખ ૧૮-૧-૩૪

ચિ. મધુભાઈ!

તમે જેમ મને મળવા ઇચ્છો તેમ હું પણ તમને મળવા ઇચ્છું છું. વળી કોઈ વાર તક આવશે એટલે તમારે ગામ આવી પહોંચીશ. સાચે જ મને પણ સમે-



લન ખૂબ સાંભરે છે. એ સૌને સાંભરે તેવું થયું હતું. નટુભાઈએ ખૂબ મહેનત લીધી હતી. જરૂર, કોઈ કોઈ વાર નહિ પણ વારંવાર બાલમંદિર જતા રહેજો. બાલમંદિર તો તમારું સાચું ઘર છે. ત્યાં જઈને રમવું; ત્યાં જઈને નટુભાઈ જમાડે એટલે જમવું પણ ખરું.

તમારાં ચિત્રો મને મોકલશો ? મને ચિત્રો કાઢતાં નથી આવડતાં. હું શું મોકલું ?

લિ. શુભેચ્છક
ગિજુભાઈના આશીર્વાદ.

: ૧૭ :

બાલમંદિર, ભાવનગર
તારીખ ૧૮-૧-૩૪

ચિ. નવીનચંદ્ર !

તમારો પત્ર મને ઠીક ગમ્યો. ફોટાઓ મળ્યા તે જાણ્યું. તમે વળી 'યુવક' વાંચો છો તે મારો ફોટો જોઈ ગયા ? ત્યારે તો તમે ઘણું વાંચતા હશો. પણ સાથે જ રમો તો છો ના ?

શુ. ગિજુભાઈ.

: ૧૮ :

બાલમંદિર, ભાવનગર
તારીખ ૧૮-૧-૩૪

ચિ. વિષ્ણુપ્રસાદ !

કબૂલ છે. જ્યારે પાટણમાં ફરી વાર આવીશ ત્યારે તમારી સાથે રમીશ. આ વખતે આપણે રમતો ગોઠવીશું. હું પણ તમારી જેમ દોડીશ અને પકડી પાડીશ; અથવા તો તમારે હાથ નહિ આવું. કેવી ગમ્મત થશે ? આપણને રમતા જોઈ ને બધાંને ખૂબ મજા આવશે.

બિહાર માટે ફંડ ઉઘરાવ્યું તે કેટલું સુંદર કામ કર્યું ? બિહારમાં ખૂબ જ નુકસાન થયું. ત્યાં અપરંપાર માણસો મરી ગયાં. બિચારા ટાઢે ધ્રૂજતા અને ભૂખે પિડાતા લોકો ઉપર તમે પૈસા મોકલ્યા તે બહુ સારું કર્યું.

તમારા પાટણમાં આંચકો લાગ્યો, પણ ભાવનગરને તો કશી જ ખબર નથી. પણ એવા આંચકાની ખબર પડવાની શી જરૂર છે ?

શુભેચ્છક
ગિજુભાઈના આશીર્વાદ.



: ૧૯ :

બાલમંદિર, ભાવનગર
તા. ૧૨-૨-૩૪

ચિ. ભગવતીબેન !

તમારો તા. ૪-૨-૩૪નો પત્ર મળ્યો. બહુ કામને લીધે જવાબ મોડો આપું છું. હમણાં અધ્યાપનમંદિરના બે વિદ્યાર્થીઓ માંદા પડી ગયા છે તેમાં સૌ રોકાયા છે. હવે એકને તો સારું છે; બીજાને થઈ જશે.

આ વિદ્યાર્થીઓની સારવાર બીજા ભાઈઓ અને બહેનો કરે છે; બહેનો સારવાર બહુ સારી રીતે કરે છે. સારવાર કરતાં પણ આવડવું જોઈએ છે.

'ભેટ અંક' ગમ્યો તે જાણ્યું. થોડોએક અઘરો લાગ્યો હશે. આ વખતે જરા એવો લખ્યો છે. તમને એમાંના કયા કયા પાઠો ગમ્યા તે લખશો.

તમારા કાગળો મને ગમતા હશે તે તમે કહી શકશો ખરાં ?

બીજા ભાઈબંધો સાથે રમતો રમો છો તે કઈ કઈ ? દેશી કે વિલાયતી ? લખશો.

શુ. ગિજુભાઈના આશીર્વાદ.

: ૨૦ :

બાલમંદિર, ભાવનગર
તારીખ ૧૨-૨-૩૪

ચિ. જયંતીભાઈ!

તમારા કાગળનો જવાબ આપતાં વાર થઈ તે માટે હું માફી માગું છું.

મને વારંવાર યાદ આવો છો એમ મારે પણ લખવું જોઈએ. 'ભેટ અંક' કેવો લાગ્યો? એમાંથી કયા લેખો બહુ ગમ્યા?

બાલપુસ્તકાલયની ચોપડીઓ ભલે વાંચો; પણ વાંચવામાં રમવું ભૂલી જશો નહિ. જે વાંચશે તેટલું બમણું રમશે તે જબરો થશે; જે બેઠો બેઠો વાંચ્યા જ કરશે તે થાકી જશે.

પુસ્તકાલયમાં કેટલીક ચોપડીઓ છે? કોઈ વાંચવા કાઢી આપે છે કે તમે તમારી મેળાએ જ લ્યો છો?

તમારા બધા ભાઈબંધોને મારા રામરામ. તમારા પિતાને મારા નમસ્કાર.

લિ.
ગિજુભાઈના આશીર્વાદ.

# વિભાગ ત્રીજો

: ૨૧ :

શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિર, **ભાવનગર**
તારીખ ૧–૬–૩૩

પ્રિય રામ !

તમારું પંચગનીનું પોસ્ટકાર્ડ મળ્યું. તમે જોશો કે મારી તબિયત કેટલી બધી સારી થઈ છે. હવે હું જાતે પત્રો લખવા મંડી ગયો છું.

હું હમણાં જ ઊઠ્યો. સવાર પડી રહ્યું છે. દૂરના લીંબડામાં બેઠેલી કોયલ કૂજી રહી છે. તેની જ હરીફાઈમાં કાગડાઓ કૌ કૌ કરી રહ્યા છે. મારા બાવળ ઉપર ચકલાંઓ ચક ચક કરી રહ્યાં છે. તારાબેનના નજીકના તાર ઉપર બેઠેલી કાબર કલબલ કલબલ કરે છે. અધ્યાપન મંદિરના વિદ્યાર્થીઓના નિવાસગૃહના છાપરામાં બેઠેલી ચીબરીએ છેલ્લું ચીબ ચીબ હમણાં જ કર્યું. બસ, આટલાં જ પક્ષીઓ આજુબાજુ ગાન કરી રહ્યાં છે, અને થોડી વાર પછી ઊગનારા સૂર્ય ભગવાનના આગમનને વધારી રહ્યાં છે.

દૂર કે નજીકમાં એકે ય કૂકડો નથી બોલતો; એકે ય મોર નથી ગળકતો. સાદૂળની વાડીમાંથી કાના કે લાખાનું પ્રભાતિયું નથી સંભળાતું. હું ગયે વર્ષે પંચગની હતો ત્યારનાં ભવ્ય અદ્ભુત સવાર સાંભરે છે. પ્લેટો પાછળથી ઊગવાના સૂર્ય ભગવાનને અર્ઘ્ય આપવા હજારો



પંખીઓ મીઠાં ગાનો ગાતાં હતાં. કસ્તૂરા નામનું પક્ષી પોતાના નાના ગળામાંથી પૃથ્વીથી આકાશને ભરી દે એટલું વિશાળ અને એથી યે મીઠું ગાણું થાક્યા વિના ગાયા જ કરતું હતું. વચ્ચે વચ્ચે નીલું રોક થ્રશ (**Blue Rock Thrush**) પણ પોતાના ગળાની મીઠાશને ચારેકોર રેલાવતું હતું.

આ બંને પક્ષીઓ તમારી નજીકમાં રહે છે; કસ્તૂરા તો ઘણા બધા રહે છે. છેટેથી કાબર જેવા દેખાશે. હમણાં તો તેણે આંબાની ડાળે બાંધેલા માળામાં બચ્ચાં થયાં હશે. તેઓ ગાતાં ગાતાં તેમને ખવરાવતાં હશે. જો તમારા જોવા સાંભળવામાં તે આવી ચૂક્યાં હશે તો તમે તેનો અદ્ભુત આનંદ લઈ રહ્યા હશો. નીલું રોક થ્રશ બહુ મીઠું બોલે છે, પણ વારંવાર નહિ. તે બોલે છે ત્યારે બહુ ગમે છે. મેં અગાઉ પક્ષીઓને એવું સુંદર ગાતાં સાંભળેલાં નહિ, એટલે હું તો તેને સાંભળવાને અજુબાજુ ભમ્યા કરતો, અને દિવસના બધા કલાકો મારી આંખો અને કાનને જાગ્રત રાખતો.

અહાહા ! મને દૈયલ–દાયણ પંખી સાંભરે છે. સરુ કે બીજા કોઈ ઊંચામાં ઊંચા ઝાડની ઊંચી ટોચે બેસી દૈયણ અત્યારે એવું તો મધુર કોમળ ગાન કરતું હશે કે ‘ બસ, બસ–કમાલ, કમાલ ! ’ થઈ રહ્યું હશે. કુદરત આખી ત્રણેયનાં ગાનો સાંભળી વાહવાહ કરતી હશે.

અને બીજાં પંખીઓ પણ સવારના આ વૃંદવાદ્યમાં

પોતાના સૂર મેળવી રહ્યાં હશે. ડામકાવળો પોતાનો જાડો અને શ્વેતાક્ષી પોતાનો ઝીણો સૂર સૂરગુંજનમાં મેળવી દેતાં હશે. મચ્છીમાર પોતાની સીટી અને દક્ષિણનું વાત-રડિયું પોતાનું ‘ કર કર કરરર ’, માખીમાર વળી પોતાનું ચુચીગાન અને હોલાંઓ પોતાનો ઘુઘવાટ, આમ સૌ સહ-જીવનમાં સરખા સરખા સૂરો મેળવી રહ્યાં હશે. અને આકાશમાં કેવા અદ્દભુત ભવ્ય રંગોની રંગોળી પુરાઈ હશે ! હું એ રંગોનો ગલીચો જોતાં થાકતો જ ન હતો. અને છતાં થાકી જાઉં તે પહેલાં તો તેઓ બદલાઈ બદલાઈ ને નવાં નવાં ચિત્રો આલેખતા, છેવટે તેજરૂપી ફલકમાં સૌ સમાઈ જતા હતા.

અને પ્લેટો પાછળથી સૂર્ય ભગવાનનું દિવ્ય દર્શન થતાં હું સહસા બોલી ઊઠતો : “ ૐ ભૂર્ ભુવઃ સ્વઃ, ૐ તત્ સવિ તુર્ વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ, ધિયો યો નઃ પ્રચોદયાત્. ”

આવાં જ સૂર્યદર્શનો જેમણે વારંવાર જોયાં હશે તેવા ઋષિના અંતરમાંથી ગાયત્રીમંત્ર સહસા નીકળી ગયો હશે.

અત્યારે તમારી બાજુની કૃષ્ણા-ખીણમાં આવેલી કાંચળીવાળા સર્પ જેમ સૂતેલી કૃષ્ણા નદીનો દેહ સૂર્ય-કિરણોથી આછો ગુલાબી થઈ રહ્યો હશે. મંદ પવનમાં હળુ હળુ હલતાં તેનાં રંગીન જળો જોઈને તમને થતું હશે કે આ કૃષ્ણા આજે કેવું મજાનું લહેરિયું પહેરી સૂર્યને



અર્ઘ્ય આપવા ઊઠી છે !

રામ ! અહીંનું સવારનું સૌંદર્ય કેટલું બધું ફિક્કું લાગે છે ! અને છતાં પણ એ કેટલું સુંદર છે !

અત્યારની તાજગી, સૂર્યકિરણની કોમળતા, મંદ પવનની મધુરતા અને મારા બાગમાં ખીલેલાં ગુલાબો અને ડોલરની ખુશબો, આ બધું કેટલું ગમે તેવું છે !

આ બધું જોતો અને ઈશ્વરની સૃષ્ટિનાં વખાણ કરતો આ પત્ર તમને લખી રહ્યો છું.

ચમનભાઈના ખબર જેમ મોકલ્યા તેમ જ મોક-લતા રહેશો. થોડુંક પાણી પાતાં જ એક ડોલર સંખ્યા-બંધ ફૂલો આપે છે, તેમ તમે એક જ પોસ્ટકાર્ડ લખશો તોપણ આટલો લાંબો પત્ર લખીશ.

ચેલો કહેશે : “ ગુરુજી આજે લહેરમાં આવ્યા લાગે છે.” પણ ચેલાજીને લખતાં તે લહેરમાં કેમ ન આવે ? બિચારા ગુરુજીનું જીવન એટલે તો ચેલાઓ જ ના ? બધા ગુરુઓનું કેટલું બધું સદ્દભાગ્ય કે દુર્ભાગ્ય ?

ચમનભાઈને આ પત્ર વંચાવશો. જરૂર તેમને ખબર પૂછશો, એમ લખવાની જરૂર નથી.

લિ તમારા
ગિજુભાઈના આશીર્વાદ.

: ૨૨ :

બાલમંદિર, **ભાવનગર**
તારીખ **૨૦-૬-૩૩**

પ્રિય **રામ !**

તમારું પોસ્ટકાર્ડ મળ્યું. ચમનભાઈની તબિયતના આશાજનક સમાચારો વાંચી મારી આશામાં ઉમેરો થયો. ચમનભાઈ કાઠિયાવાડ-ગુજરાતનો કર્મવીર છે. એને ઈશ્વર જરૂર બચાવી લેશે. તેની આપણને હજી જરૂર છે.

પૂ. બાપુજીનું લખાણ હજી હું હાથ પર લઈ શક્યો નથી. મારી તબિયત હજી યે સારી નથી આપતી. બીજો જે સ્થિતિમાં સૂઈ રહે અગર મૂંઝાય, તે સ્થિતિમાં હું થોડું થોડું કામ કર્યા કરું છું અને મનનો આનંદ શોધી લઉં છું. તમારા ઉપર પત્ર લખવો એ પણ મારે મન આનંદ જ છે.

આજે જૂનની ૧૦મી તારીખ થઈ. બરાબર ગયે વર્ષે અમે આ તારીખોમાં ત્યાં (પંચગની) હતાં. તમે જાણો છો કે 'હિલ્ટન લૉજ' અમારું મુકામ હતું ? લગભગ આ જ દિવસોમાં ત્યાં બહુ વરસાદ થયો હતો. જૂનાપુરાણા હિલ્ટન લૉજમાં અમે દોડાદોડ કરી મૂકી હતી. વરસાદ એટલો બધો જોરથી વરસતો હતો, અને લૉજનું છાપરું એટલું બધું જાળીવાળું હતું !



વરસાદ વરસી રહ્યા પછીનો દેખાવ કેટલો બધો સુંદર હતો ! તમે એવા જ દેખાવો આજકાલ જોઈ રહ્યા હશો. અને હજી ઘણા યે જોશો. અમારા ઘરની સામે જ નીચેની ખીણ પાણી પાણી થઈ રહી હતી; તેની અંદર આવેલાં ત્રણચાર નાનાં ગામડાંઓનાં છાપરાં દૂરથી પાણીમાં તરતા તરાપા જેવાં લાગતાં હતાં.

અને કૃષ્ણા-ખીણમાં વહેતી કૃષ્ણા નદી તો બે કાંઠામાં વહી જતી હતી. ખળખળ વહી જતી હતી છતાં, દૂરથી તો એક લાંબા ધોળા છેડા વિનાના અજગર જેવી એ પડી હતી. પારસી પૉઇંટથી તે એવી તો જોવા જેવી લાગતી હતી કે વાત કરો મા !

અમારી પાસે એક બાયનોક્યુલર હતું. એમાંથી અમને તેનાં ડહોળાં પાણી દેખાતાં હતાં; તેના વાંકાચૂંકા કિનારા અને તે ઉપરનાં ઝાડો પણ દેખાતાં હતાં. નજીકથી દેખાતું એક પ્રકારનું દૃશ્ય અને દૂરથી દેખાતું બીજા પ્રકારનું દૃશ્ય, બન્ને સુંદર દર્શનો હતાં.

વરસાદ પછી આકાશમાં દેખાયલું મેઘધનુષ્ય હજી યે આંખ આગળ તરે છે. બચુ, ટીકુ ને બબુ તો એને જોઈ નાચવા મંડી પડ્યાં હતાં. સુશીલા તો ચિત્રકાર રહી, એટલે તે જોઈને થંભી જ ગઈ ! મેઘધનુષ્ય આકાશને ચોંટેલું ન હતું; તે ખીણ અને આકાશ વચ્ચે અધ્ધર લટકતું હતું. મેઘધનુષ્ય એક ન હતું પણ બીજા બે સાથે તે ત્રીજું હતું; એકની અંદર બીજું અને બીજાની અંદર

ત્રીજું એમ ગોઠવાયાં હતાં. પશ્ચિમના સૂર્યનાં કિરણો પૂર્વમાંથી પડતા વરસાદના છાંટાને વીંધી આ ત્રણ મેઘધનુષ્ય બનાવતાં હતાં. પાંચ હજાર ફૂટ ઉપર આવું મેઘધનુષ્ય પહેલવહેલું જ જોયું ને આંખ ઠરી. અનેકરંગી કુદરતની લીલાના અનેક રંગોમાંનો એક રંગ આંખે જોતાં મન મુગ્ધ થયું અને કુદરતની અકળ કળામાં જ લીન બન્યું.

આ જ દિવસોમાં એક સાંજે કાળું ધુમ્મસ મહાબળેશ્વરના ડુંગર ઉપરથી ઊતરી આવતું હતું. જોતજોતામાં તેણે કૃષ્ણા-ખીણને ભરી દીધી. ખીણ કાળાભૂરા, રાખોડી ધુમ્મસનો સાગર બની ગઈ. ખીણથી પેલી પારના ડુંગરાઓ દેખાતા બંધ થયા. તેની પેલી પારનો સૂર્ય ધુમ્મસમાં જ ડૂબી ગયો.

કાળું ધુમ્મસ આગળ ધસતું ધસતું અમારા ઘર તરફ આવતું હતું. ઓશરીમાં અમે બેઠા બેઠા તે જોઈ રહ્યાં હતાં. તે છેક જ નજીક આવ્યું, ને સામેનાં ઝાડોને પણ ઢાંકી દીધાં અને ચોમેર ધુમ્મસ સિવાય બીજું કશું જ ન રાખ્યું. પછી તો તે છેક અમારી ઓશરીમાં આવ્યું, અને અમને ઢાંક્યાં. અમે પાસે બેઠેલા એકબીજાને જોઈ શકતાં હતાં, પણ તે ધુમ્મસના પાતળા પડદામાંથી !

આ અનુભવ બબુ, ટીકુ, બચુ અને સુશીલાને પહેલવહેલો જ હતો. મેં આથી પણ વધારે ઘન ધુમ્મસ કર-



સિયોંગ-દાર્જીલિંગ ઉપર જોયું હતું. તેઓ તો આશ્ચર્યઆનંદમાં તલ્લીન હતાં. આ વખતે શું કરવું અને શું ન કરવું એ તેમને સૂઝતું ન હતું. તેઓ ભવ્ય દર્શનની ભવ્યતાના અનુભવમાં મૂક અને મૂઢ હતાં.

ધુમ્મસ ઘરમાં પેસી ન જાય માટે તમારાં ગુરુપત્નીએ ઘરનાં બારણાં બંધ કર્યાં હતાં, અને કાચમાંથી તેઓ જોતાં હતાં. છતાં તૂટેલા કાચમાંથી ધુમ્મસ રસોડામાં પેસતું હતું, અને અમે તેને પેસવા દેતાં હતાં. આ બધો વખત દાસુકાકા તો ગામડાંનો માણસ એકાએક મુંબઈમાં આવે ને આભો બની જાય, તેમ આભા બનીને જોઈ જ રહ્યા હતા. અમારા વળામાં કે તમારા બોરૂમાં કે નાનાભાઈના પચ્છેગામમાં એણે આવું ક્યાંથી જોયું હોય ? ભૂખડીબારશ જેવા ભાલમાં ભટકેલા તમે પણ આવું દૃશ્ય જોઈને ગાંડા બની જશો. આ લખું છું એ દિવસોમાં ધુમ્મસનો એકાદ ધસારો કદાચ તમારા ઉપર આવી ગયો હશે. ચમનભાઈને માટે એ બહુ સારી વસ્તુ છે. તેનાથી ગભરાયા વિના તેમાં જ તેમને બેસાડજો.

પછી તો ધુમ્મસને અમે પકડવા લાગ્યાં. પણ એ શી રીતે પકડાય ? પછી ધુમ્મસ આગળ વધ્યું અને અમારા લાજને ઢાંકીને સડક ઉપર ગયું, ને એમ ને એમ ચાલવા માંડ્યું.

ધુમ્મસમાં બેઠેલાં અમે ય ધુમ્મસ બની ગયાં હતાં. એટલામાં ખીણની પેલી પાર ટેકરીઓ દેખાઈ, અને તેની

પેલી પાર અસ્ત થતા સૂર્ય ભગવાન દેખાયા. જાણે તેનાં કિરણો ધુમ્મસને હાંકી કાઢતાં હોય તેમ આગળ ધુમ્મસ ને પાછળ કિરણો ચાલ્યાં – દોડ્યાં આવતાં. ધીરે ધીરે ખીણ ધુમ્મસથી ખાલી થઈ ગઈ. વળી પાછાં ખીણનાં ગામડાંનાં છાપરાં, કૃષ્ણા નદી ને છોડ જેવાં દેખાતાં ઝાડો, સોનેરી તડકામાં સોનાનાં બનેલાં દેખાયાં. એમ કરતાં અમારી પાસે પણ કિરણો આવ્યાં, અને ધુમ્મસને નસાડ્યું.

ખરી રીતે ધુમ્મસ પોતે જ જતું હતું, પણ કિરણો નકામાં મનમાં મગરૂર બનતા હતાં કે અમે તેને કાઢીએ છીએ !

ફરી વાર અમારો બાગ રૂપેરી થયો, અમારા છાપરે રૂપાનાં નળિયાં થયાં, બાજુની નાની ટેકરીનું ઘાસ રૂપેરી બન્યું અને આખી કુદરત જાણે કે રજત મુખે હસવા લાગી. જાણે કે ધુમ્મસની રમત જોઈ રાજી ન થઈ હોય!

પછી તો સૂર્ય ટેકરી પાછળ ધીમે ધીમે ગયો. એની સાથે એનાં કિરણો પણ જવા લાગ્યાં. એમ કરતાં સૂર્ય અને તેનાં કિરણો છેક જ અદૃશ્ય થયાં, અને સંધ્યા ખીલી.

અહો, એ સંધ્યા! અદ્‌ભુત દૃશ્ય અને દર્શન ! પહેલાં ધુમ્મસનો અંધકાર યુગ, પછી સૂર્યનો રજતકાળ અને પછી સંધ્યાનો સુવર્ણકાળ. આ સુવર્ણકાળે ચોમેર સોનાની રજ વેરીને બધું પોતાના રંગથી રંગી દીધું, અને આખી કુદરત સુવર્ણમય બની ગઈ.

પછી તો રાત્રિનો અંધકાર ઊતર્યો અને ત્રણે ય



કાળને પોતાના રંગમાં સમાવી દીધા. બહાર કાળો રંગ એકલો જ રાજ્ય કરતો રહ્યો, અને અમે અમારા ઘરમાં પેસી વીજળીની બત્તીએ કાળા રંગની શક્તિને હરાવી રહ્યાં.

રામભાઈ! આવા પત્રો જો તમે ત્યાં ન ગયા હોત તો લખી શકાત ખરા? તમને વાંચવાની મજા પડશે, નહિ ?

ચમનભાઈને મજા પડે છે કે નહિ તે લખશો. મારા અક્ષર જરા તસ્દી તો આપશે, પણ જેમ હું તમને પરિચિત છું, તેમ જ મારા અક્ષરો તમને પરિચિત છે. જોકે મારા અક્ષરો જેટલો હું તમને ત્રાસ આપું તેવો નથી.

અત્યારે તો આટલેથી જ બસ.

લિ. તમારા
ગિજુભાઈના આશીર્વાદ.

: ૨૩ :

બાલમંદિર, **ભાવનગર**
તારીખ ૩૦–૬–૩૩

પ્રિય રામ !

આજે જ એક પોસ્ટકાર્ડ મેં તમને લખ્યું છે. મને એમ હતું કે હમણાં બીજો પત્ર નહિ લખું. પણ અત્યારે ધૂન આવી છે, ને પત્ર લખી નાખવા બેઠો છું.

જ્યારે જ્યારે તમે સાંભરો છો ત્યારે ત્યારે મને પંચગનીનાં દશ્યો સાંભરે છે, અને ત્યારે ત્યારે મને થઈ આવે છે કે રામને હું બધું લખી નાખું.

તમારે ત્યાં હમણાં જ ચોમાસું બેઠું. એકાદ ધુમ્મસ તો આવી ગયું હશે જ. પણ તે રોજનું દશ્ય અને અનુભવ નહિ. રોજનું દશ્ય આગિયાનું છે. તમારા ધ્યાન પર એ આવ્યું છે? અંધારી રાતે તમે બહાર આવી વૃક્ષોમાં ભરેલા અંધકારને જોવા માટે કદી લલચાયા છો ?

હમણાં જ અંધારિયું ગયું. તમારામાં થોડુંકે ય કાવ્ય હશે તો તમે જોવા બહાર નીકળ્યા જ હશો. કેવું ઘનઘોર અંધારું થાય છે? અને અંધારામાં અણધાર્યો નાના નાના ઊડતા તારાઓનો ચમકારો જોયો છે? એ ચમકારો આગિયાનો છે.

હજી સુધી જો ન જોયું હોય તો બારીમાં બેસીને જોજો. ગાઢ અંધકારમાં એકાએક જાણે કે જાદુઈ ડાળ-



ખીમાંથી હીરાના કણો ખરી પડતા હોય, અગર દારૂખાનાની ફૂલખરણીમાંથી ધોળાં ફૂલો ખરી પડતાં હોય, તેમ આગિયાઓ ઊડતા દેખાશે. જરાક દેખાશે, અને આંખને દેખાયા ન દેખાયા થયા ત્યાં તો નહિ દેખાય; વળી દેખાશે ને વળી નહિ દેખાય! ક્ષણમાં અંધકારના વાદળમાં તારાઓનો ચળકાટ થશે અને બીજી જ ક્ષણે એનો ગંભીર અંધકાર ફેલાશે.

ખરતા તારાઓનો દેખાવ એક જાતનો છે; આકાશથી ઊતરતી હવાઈનાં ફૂલોનો દેખાવ બીજી જાતનો છે; અને આ ઊડતા આગિયાનો દેખાવ ત્રીજી જાતનો છે. આ તો બધા રમતા તારાઓ કે ફરતા તારાઓ જેવા લાગે છે. પોતાના તેજ અને અંધકાર સાથે સંતાકૂકડી રમતા આગિયાઓનો દેખાવ જેની તેની સાથે સરખાવવાની કલ્પના કરું છું અને એકે ય કલ્પના જડતી નથી.

પણ મારે એટલી બધી કલ્પના કરવી જ શા માટે? મેં એ નજરે જોયું છે અને તમે તે જોશો, એટલે આપણે બન્ને એ સમજી જઈશું. તમે એ દશ્ય ચમનભાઈને પણ બતાવશો.

કલાપીએ લખેલું :—

"તુજ પાંખ ચળકે પર્ણનાં
ઝુંડો મહીં ચક્રો રચી."

એ પંક્તિ તમને સજીવ લાગશે. તમને લાગશે કે કવિ કલાપીએ જો આટલા બધા આગિયા જોયા હોત તો

તે વળી વધારે સુંદર કાવ્ય લખત. અને જરૂર, કલાપી કપાળે ટીલડીની કલ્પના કરવાને બદલે ચૂંદડીએ હીરા જડ્યાની કે ઘાઘરીએ તારલા ગૂંથ્યાની કલ્પના અવશ્ય કરત.

વળી તમારી બારીઓને જો અમારી બારીઓને ન હતા તેમ કાચ નહિ હોય તો આગિયાઓ અંદર આવશે, અને તમે ઝબકદીવડો જોઈ શકશો. હું તો ઊંઘ ખોઈને પણ ઝબકદીવડો જોયા કરતો અને પ્રભુની લીલાની તારીફમાં જ ઊંઘી જતો. ઊંઘીને પાછો બહાર જતો તો આગિયાઓની રમત દેખાતી.

એક સૂર્યના તેજે જે કરોડો આગિયાઓના તેજને હરી લીધું હતું તે આગિયાઓ સૂર્યના અંધારામાં તેના અનેક સૂર્યો થઈ રાતને અજવાળવા મથતા હતા; અને છતાં એક એક પ્રયત્ન પછી રાત વધારે ને વધારે કાળી થતી હતી. આ દૃશ્ય હું ક્ષણો સુધી જોયા કરતો અને એકલો આનંદ માણતો. આટલા બધા આગિયાઓનું તેજછાયા નૃત્ય તો મેં ત્યાં જ પહેલવહેલું જોયેલું.

અત્યારે આ લખતાં એમ થાય છે કે જાણે હું ત્યાં છું અને આસાન, સિલ્વર ઓક અને જાંબુડા વચ્ચે ઊડતા આગિયાઓને હું જોઉં છું. તમે જરૂર એ બધું જોશો. રાત્રિની ઊંઘ ખોઈને પણ જોજો. ઊંઘ તો અહીં આવીને પણ મળશે, પણ એ આગિયાઓ અહીં નહિ મળી શકે.

વારુ, રામ! મેં તમને રાતે આગિયાઓ દેખાડ્યા.



હવે હું તમને દિવસે બુલબુલો દેખાડું.

ત્યાં ત્રણચાર જાતનાં બુલબુલો જોવા મળશે. પણ તમારી પાસે પક્ષીની ચોપડી હોય તો જ તમે તેની બીજી જાતો પારખી શકો. પણ એક જાત તો તમારા જોવામાં ક્યારની યે આવી હશે, અને તે પૂંછડા નીચે લાલ ટપકાંવાળી જાત.–અંગ્રેજીમાં એને **Red Vented Bulbul** કહે છે.

અહાહા! આ જાતનાં બુલબુલો ત્યાં કેટલાં બધાં છે! ડાળે ડાળે તેઓ કેટલી સુંદર બેઠકો કરીને બેઠેલાં છે! બુલબુલમાં નરમાદા સાથે ઊડે છે. હમણાં તો ઈંડાં મૂકવાનો સમય છે, એટલે તે સાથે ને સાથે જ રહે છે. દી બધો ગાયા કરે છે; ને નવી નવી અને સુંદર સુંદર રીતિએ અહીંતહીં બેઠા કરે છે.

તેમને બેસતાં બહુ સરસ આવડે છે. જાણે કે ચિત્રકારને ચિત્ર આપવા ન બેઠાં હોય, એમ જ ડાળીઓ ઉપર ગોઠવાઈને બેસે છે. નજીક નજીક એવી સરસ રીતે બેસે છે! અને વળી દરેક વખતે એવી નવી નવી બેઠક રચીને બેસે છે, કે આપણે એની બેઠકો રચવાની કળાને જોયા જ કરીએ.

તેમની બેઠકોની હજારો છબીઓ લઈ શકાય. નાનાં આનંદી બુલબુલો બેઠકો રચતાં જાય છે, અને પરસ્પરની લાગણી અને નાજુકપણું બતાવતાં જાય છે; આમતેમ નમણી ડોક નમાવતાં જાય છે, અને એકબીજા પ્રત્યેનું

હેત ઠાલવતાં જાય છે.

અમે એને જાડિયાં કહેતા. અમે જાડિયાંને દી અધો જોતા. સાંજ પડ્યે તો તેઓ બેઠક રચવામાં વધારે રસિક બનતાં, અને એકએક બેઠક જાણે સવા લાખની રચતાં !

જાડિયાંને ગાવાનો બહુ શોખ છે. આખો દહાડો 'પીકપેરો, પીકપેરો' લવ્યા જ કરે છે. બુલબુલોનો મીઠો અવાજ કાનને આનંદ આપે છે. ઘણાં બુલબુલો બોલે છે ત્યારે આપણને એમ થાય છે કે જાણે નાનું એવું પાણીનું ઝરણું ખળખળ વહી જાય છે. હજારો બુલબુલો એક સાથે બોલે તો ખળખળ નદી વહેતી હોય તેવું જ સંભળાય. રામભાઈ અને ચમનભાઈ! તમારે એકલી હવા નથી ખાવાની, આ બધું પણ જોવાનું છે. મનને અને શરીરને આ ઔષધરૂપ છે એમ સમજજો.

સવાર અને સાંજ તમારી આજુબાજુમાં કાગડા-કુંભાર નામનો મોટો કાગડો બોલતો સંભળાશે. હુહુક હુહુક એવો અવાજ તે કાઢશે. ડાળોમાં ક્યાંઈ સંતાઈને બેઠો હશે; અવાજ તરફ ધ્યાન આપશો તો તેની શોધ કરી શકશો. વરસાદ પછી તે બહુ લહેરથી બોલે છે. તેમાં કોયલ કે કસ્તૂરા જેવી મીઠાશ નથી, પણ અવાજની ગંભીરતા છે–અવાજનું ઊંડાણ છે. જેમને અવાજનું સૌંદર્ય સમજવું છે તેને કાગડાકુંભારની બોલી સાંભળવી ગમશે જ.



આ તો હું પક્ષીઓ ઉપર આવ્યો. લ્યો ત્યારે હું બીજું પક્ષી ઓળખાવું. એનું નામ શ્વેતાક્ષી : **White-eye.** આપણી ચકલીથી યે એ નાનું છે, પણ શું એની ચપળતા છે! ચટક ચટક, ચડપ ચડપ, તે એક ડાળીએથી બીજીએ અને બીજીએથી ત્રીજીએ, એક પાંદડેથી બીજે અને બીજેથી ત્રીજે ઊડ્યા જ કરે છે. ઊડે છે અને ઝીણાં જીવડાંને ખાય છે; ઝીણાં જીવડાંને ખાય છે અને ઊડે છે. એની આંખની કીકી ફરતું ધોળું કુંડાળું હોય છે, એ ઉપરથી એને શ્વેતાક્ષી કહેવામાં આવે છે. તેને વડના ટેટા, અંજીર વગેરે ભાવે છે એટલે એનાં ઝાડો ઉપર તે બહુ આવે છે. તમે એક આખો દી એની ઉપાસના કરજો એટલે એ ક્યારે આવે છે અને ક્યારે જાય છે તે જાણી જશો. ત્યાં મેં એવું જોયું છે કે જુદાં જુદાં પંખીઓનો આપણાં ઝાડે આવવાનો જુદો જુદો સમય હોય છે. હું તેમને દરરોજ એ સમયે જ ભાળતો. તેઓ નિયમિતપણે જ આવતાં; હું નિયમિતપણે બાયનોક્યૂલરમાંથી તેમને જોતો.

ત્યારે આ પત્ર પૂરો કરું ? એમ જ તો. અત્યારે જરા થાકી ગયો છું એટલે બંધ કરું છું. હજી મારી તબિયત એટલી બધી સુધરી નથી કે ધોધબંધ લખ્યે જાઉં.

અચ્છા. સલામ! સલામ લખતાં ગયા રવિવારે વાઘજીભાઈનું અહીં કરેલું નાટક સાંભરે છે. હમણાં તમારા વિના રંગભૂમિ ખાલી છે. હું મિયાં થતો નથી કેમકે મિયાં

સાથે કોઈ વાઘજીભાઈ નથી. હું ગુરુજી થતો નથી કેમકે લાયક ચેલો મળતો નથી. હું બડેમિયાં થતો નથી કેમકે જાલે મેં સો સાપ ભાળનાર મિયાં ઉલ્લુ કુશકી પંચગનીમાં બેઠો છે.

વારુ સલામ ! સબ ભાઈઓને સલામ.

તમારા
ગિજુભાઈના યા રહીમ.

: ૨૪ :

બાલમંદિર, **ભાવનગર**
તારીખ ૧૫–૯–૩૩

પ્રિય રામ!

તમારો પત્ર મળ્યો છે. પંચગનીનાં દ્દશ્યોની તમે કિંમત સમજવા લાગ્યા છો એ જાણી બહુ ખુશ થયો છું.

તમે થોડાંએક પક્ષીઓને તો ઓળખ્યાં, પણ ત્યાંનાં ઝાડોને તો ઓળખો ? ત્યાં એક આસાન કરીને ઝાડ છે. લગભગ બધે ઠેકાણે તમે તે જોશો. તે કંઈક જાંબુડાને મળતું ઝાડ છે પણ તેનાં પાંદડાં જુદી તરેહનાં છે. અમે એનું નામ અમારા નોકર ધોંડું પાસેથી શીખેલા. તમે પણ એકાદ ધોંડુને પૂછશો તો તે તરત જ બતાવશે.

આસાનનાં પાંદડાંની લીલાશ આંખ ઠારે તેવી છે. ઝાડની ઘટા મજાની છે. અમે ત્યાં હતા ત્યારે બધો વખત આસાનના ઝાડ નીચે આરામખુરશી નાખીને બેસતા અને કૃષ્ણાની ખીણમાંથી મંદ મંદ વહી આવતા વાયુની લહરીઓનો આનંદ માણતા. ખીણ ઉપર આવેલાં ઘરોની કેટલી બધી મોટી કિંમત છે તે આ વખતે સમજાય છે.

આ આસાનનાં પાંદડાં ટીકુબેને તોડીને એક જાડી ચોપડીમાં રાખેલાં છે; અને તે સુકાયેલાં પાંદડાં ટીકુના સંગ્રહસ્થાનમાં હજી પણ છે.

ટીકુબેને આવી રીતે ઝાડોનાં ઘણાં યે પાંદડાં ચોપ-

ડીમાં દાબીને રાખેલાં છે. તેની ચોપડીમાં શેતૂરનું પાંદડું છે, આંબાનું પાંદડું છે. સરુનું ડાળખું છે; યુકેલિપ્ટસ અને કપૂરનું પાંદડું પણ છે. સૌથી ધ્યાન ખેંચે તેવું પાંદડું બોરડીનું છે. મોરની પંછીની આંખ જેવડું, બે રૂપિયા જેવડું ગોળ મોટું એ પાંદડું છે. મોટાં પાંદડાંવાળી બોરડીઓ તમે ત્યાં જોઈ કે ? હું ત્યાં હતો ત્યારે મેં સાંભળેલું કે તેના ઉપર બહુ મોટાં અને મીઠાં બોર આવે છે. શિયાળો હવે થોડા જ વખતમાં બેસશે. એ વખતે તમે ધરાઈ ધરાઈને બોરાં ખાજો અને ઠળિયા ખીણમાં ફેંકજો.

વારુ, હવે તો સ્ટ્રૉબરી અને રાસબૅરીની ઋતુ ક્યારનીયે ઊકલી ગઈ છે. અમે ત્યાં ગયા ત્યારે તો સ્ટ્રૉબૅરી અને રાસબૅરીમાં સમજીએ જ નહિ. મેં તો એ નામ જ પહેલવહેલાં સાંભળ્યાં. હેલા ડુંગરી લોકો સ્ટ્રૉબૅરીને ઇષ્ટાપુરી કહીને વેચતા હતા ત્યારે મને થયું કે આ તે કઈ જાતની ઇષ્ટાપુરી હશે ? પણ ત્યાં અને મહાબળેશ્વરમાં ઉનાળામાં આ બે ફળોનું જ માન; અને બધા લોકો એ ખાવા માટે પૈસા ખરચે. અમે પણ રોજરોજ કેટલાં યે લેતા અને ખાતા. બચુને રાસબૅરી ભાવતાં ત્યારે મને સ્ટ્રૉબૅરી ભાવતાં, આ રાસબૅરી જોયા પછી મને ખબર પડી કે સોડા, લીંબુ, અને રાસબૅરી પિવાય છે તે તો આ રાસબૅરી ઉપરથી પડેલું નામ લાગે છે.

ત્યાં અમારા હિલ્ટર લૉજમાં જ સ્ટ્રૉબૅરી અને રાસબૅરીનો એક છોડ હતો, અને તેના ઉપર બે બે ચાર



ચાર ફળો પણ આવતાં હતાં. અમને થતું, બિચારા અમારા ભાઈબંધો વળામાં બેડા બેઠા પીલુ ખાય છે ત્યારે અમે સ્ટ્રૉબૅરી અને રાસબૅરી ખાઈએ છીએ; પણ પછી તો થયું કે જેવાં વળામાં ભાલનાં પીલુ એવાં જ આ ડુંગરા ઉપર બરીઓ.

વારુ, રામભાઈ! તમે તો જરાક ત્યાં મોડા પહોંચેલા એટલે આ બેરીઓનો સ્વાદ તમને ઓછો મળ્યો હશે. બાકી કેરીઓ તો તમે ઢગલેઢગલા ખાઈ ખાઈને થાકી ગયા તે તો તમારા પત્રથી જાણ્યું. તમે કેરી ખાઈને રાતી કેરી જેવા કેટલા થયા હશો તેનો ખ્યાલ ઠીક આવે છે.

તમે શેતૂરનું ઝાડ ન જોયું હોય તો હિલ્ટન લૉજમાં જજો. ત્યાં એક શેતૂરનું ઝાડ છે. અત્યારે તો શેતૂરની ઋતુ ઊકલી ગઈ હશે છતાં તે ઝાડ તો ઊભું હશે. ઋતુઓ ચાલી જાય, દિવસ અને રાત્રિઓ વીતી જાય, શેતૂરો આવી આવીને ખરી જાય, પણ શેતૂરનું ઝાડ તો ઊભું રહેવાનું —અને તે કેટલાં યે વર્ષો ઊભું રહેવાનું !

એ શેતૂરની પૂર્વ દિશામાં હિલ્ટન લૉજનો એક બીજો બંગલો છે. તેના આંગણામાં એક ઝાડ છે; એનું નામ અર્જુન છે. ત્યાંના લોકો એનું નામ જાણતા નથી પણ મેં એનું નામ વૃક્ષના ગ્રંથોમાંથી શોધી કાઢ્યું છે. બહુ સુંદર ઝાડ છે. ઝાડ પોતે જ જાણે કે એક છત્ર છે. તેની ડાળીઓ છત્રીના સળિયા પેઠે ઊગેલી છે. અને તે

ફૂલોથી શોભતી શોભતી પૃથ્વી ઉપર છત્ર ધરે છે. તેને દૂરથી જોતાં જાણે કે તે પૃથ્વીના ફૂલપાત્રમાં ફૂલનો ગજરો છે એવું ભાસે છે. મને તો પ્રથમ એમ જ લાગેલું કે આંગણાંમાં એક વિશાળ ફૂલદાની છે. આખું ઝાડ ફૂલોથી ભરપૂર હતું. પાંદડાં કયાં હતાં તે દેખાતું જ ન હતું. જાંબલી છાંટાવાળાં ગુલાબી ધોળાં ફૂલો અત્યંત મનોહર અને આકર્ષક લાગતાં હતાં. મેં તો એક ઝમખો લીધો હતો અને ઘેર આણીને બહુ પ્રેમથી મેં તે પ્યાલામાં ગોઠવી મારા ઓરડાની શોભા ખૂબ જ વધારી હતી. જંગલી ફૂલોની રાણીમાં આવળ તો જાણતો હતો; મેં આ અર્જુન ફૂલને ડુંગરોનાં ફૂલોમાં રાણીનું નામ આપ્યું. કેવાં સુંદર ફૂલો! પણ રામભાઈ! સુંદર એટલે રૂપે અને રંગે હો, ગંધમાં એટલાં સુંદર નહિ.

રામભાઈ! પંચગનીમાં હું રહ્યો ત્યાં સુધી હું નિસર્ગમાં ઠીક રખડ્યો હતો. બહુ તો નહિ છતાં મને ઠીક ઠીક જોવાનું મળ્યું હતું. યુકેલિપ્ટસનાં ઝાડો મેં પૂર્વ આફ્રિકામાં બહુ જોયેલાં છે. તમે પણ જોયાં જ હશે તો! તમે પણ એ સિંહ અને પીશીના મુલકમાં ભટકી જ આવ્યા છો ને? પણ તમારે યુકેલિપ્ટસનું ઝાડ ચમનભાઈને બતાવવું હોય તો બનાજી લૉજ પાસે લઈ જજો. એના આંગણામાં બે ઝાડો છે. વારુ, ત્યારે સલામ.

લિ.

તમારો ગિજુભાઈ.

# વિભાગ ચોથો

: ૨૫ :

શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિર, ભાવનગર
તારીખ ૬–૬–૩૩

પ્રિય ભાઈ ચંદ્રશંકર !

હમણાં જ હું મારા નાનકડા બાગમાં ફરી આવ્યો. કેટલી બધી તાજગી લઈને આવ્યો? નાનાં બાળકો અને તાજાં ઊઘડેલાં ફૂલો અદ્ભુત આનંદ અને સ્ફૂર્તિ આપે છે. એની ખુશબો અને ખુશનુમાથી આપણને તે ભરી દે છે. કેટલાં બધાં એ નિર્દોષ છે! કેટલાં બધાં તે ઉદાર છે!

મારા બાગમાં હમણાં તગર અને ડોલરની મોસમ છે. તગર તેનાં પુષ્પોથી પુષ્પમય બની ગઈ છે. ધોળા રૂ જેવાં ફૂલોથી તગર જાણે કે કપાસના છોડ ન હોય! તેનાં દૂધ જેવાં ધોળાં ફૂલો જોઈ કોઈએ કહેલું કે આ તો હિમાલયના ધોળા બરફનાં બનાવ્યાં છે

તગર છોડ કલાકૃતિ છે. ઝાડો અને છોડો સુંદર છે, પણ રચના રચનામાં તફાવત હોય છે. એની ઊગણી એવી છે કે જાણે કોઈ ચિત્રકારના આલેખન ઉપરથી કુદરતે તેને ઘડી હોય !

તગરનાં ફૂલો ચાંદનીથી યે ધોળાં અને મખમલની કોમળતાથી યે કોમળ છે. એમની પાંખડીની ઘટ્ટતા એમની કોમળતા, શુભ્રતા અને સ્વચ્છતાને વધારે ને વધારે સ્પષ્ટ કરે છે.



એની સુવાસ નાનાં બાળકોની કોમળ આંગળીઓના જેવી નાજુક છે; અગર તો થોડાબોલી પ્રેમભરી કુમારિકાની વાણી જેવી છે. અને એની પ્રફુલ્લતા વિજયભર્યા હાસ્યથી હસતી મોટા ભાઈની નાની શરમાળ બહેન જેવી છે.

કેટલી સર્વાંગ સુંદર તગર !

અને મારા ભાગમાં ડોલરનાં ફૂલોના તો ઢગલેઢગલા થાય છે. પાંદડે પાંદડે ધોળા રંગના દીવાઓ એટલે ડોલરનો છોડ. રાતના અંધારામાં ડોલરનાં ફૂલો પૃથ્વી ઉપરના તારાઓ બની આકાશના તારાઓ સાથે પવનમાં હલતી વખતે વાતો કરતાં લાગે છે.

પહેલી રાતથી ઊઘડવા માંડેલાં ડોલરો મધરાતે ઊઘડી રહેલા બગીચામાં ડોલરી સુગંધનો ગંધમંડપ બની જાય છે. એ ગંધમંડપમાંથી વહીને બહાર જતો વા પાંખે ડોલરની ગંધ ખેંચતો જાય છે, અને નજીકમાં જ્યાં જ્યાં જાય છે ત્યાં ડોલર ઊઘડ્યાના ખબર આપે છે.

અજવાળી રાતે ડોલરને ચાંદનીએ ભેટતી વખતે કરેલું હાસ્ય માતાની પડખે સૂતેલા બાળકોના મોં ઉપર જ જઈને ફરકે છે.

હમણાં જ હું એ બાગમાં જઈ આવ્યો. અત્યારે જોકે ગુલાબની ઋતુ નથી, છતાં પણ થોડાં ગુલાબ તો ઊઘડ્યાં છે. ગુલાબી કટોરાને તળિયે પડેલાં મધુબિંદુઓને લેવાને માટે મધુપ્રિય મધમાખીઓ આવી પહોંચી હતી;

વહેલી સવારે એ સૌથી પહેલી હતી.

સૂર્યનાં ગુલાબી કિરણોની સાથેની જૂની અને છતાં હમેશની મૈત્રી સાધતી ગુલાબની ગુલાબી કળીઓ સૂર્યને આવકાર આપી ઊઘડતી હતી, જ્યારે કેટલીક તો ઊઘડીને ખોળા પાથરી સૂર્યપિતામહને નમી રહી હતી.

આ બાગમાં બે ઝૂમખાં મધુમાલતીનાં પણ છે. મીઠી વાસભર્યાં એ ફૂલોને પણ સૂંઘી આવ્યો છું, અને બધાં ય ફૂલોની ગંધ અને દર્શનથી પ્રસન્ન અને પ્રફુલ્લ બની આ પત્ર લખવા બેઠો છું.

હવે પત્ર પૂરો કરું છું. વળી કોઈવાર બાગમાંથી તાજો જ પાછો ફરી આવીને આવો પત્ર લખી મોકલીશ.

તમે અને 'બાલોદ્યાન' કુશળ હશો. તમારી પ્રવૃત્તિ પણ ચાલતી હશે.

લિ. તમારા
ગિજુભાઈના નમસ્કાર.

: ૨૬ :

બાલમંદિર, ભાવનગર
તારીખ ૯–૬–૩૩

પ્રિય ભાઈ ચંદ્રશંકર !

મારો આ પહેલાંનો પત્ર મળ્યો હશે. એમાં લખ્યા પ્રમાણે 'બાલોદ્યાન' તમે ચિ. બેબીને મોકલવાનું શરૂ કર્યું હશે. તમે એક પત્ર વાંચી રહો નહિ ત્યાં તો આ બીજો પત્ર લખું છું. તેથી ગભરાશો તો નહિ ના? ના ના, પત્રો વાંચીને ખુશી થાઓ છો, ને મારા પત્રો વધારે ને વધારે માગો છો, એટલે જ તમારા ઉપર પત્રો લખવાનું મને વધારે ગમે છે.

આ પત્ર લખું છું તે વખતે દૂરના લીંબડા ઉપર બેઠેલી કોયલ કુહુ કુહુ કુહુ ટૌકે છે; પૂનમ પછીના પડવાની અજવાળી રાત છે. રાતનો એક થયો છે. ચારેકોર સંપૂર્ણ શાંતિ છેઃ ફક્ત મંદમંદ પવન વહી રહ્યો છે. આવે વખતે પેલી કોયલનું કુહુ કુહુ કુહુ કેવું મધુર સંભળાતું હશે તેની કલ્પના કરી શકો છો? મને જે મીઠા અવાજનો સીધો અનુભવ થાય છે તેની તમારે તો કલ્પના જ કરવાની રહી! શહેર વચ્ચેના બંગલામાં રહેનારને મધ્ય રાત્રિની કોયલને સાંભળવાની ક્યાંથી મળે?

પેલી કોયલ જોર જોરથી કુહુ કુહુ કરે છે, સામેથી બીજી કોયલ તેને ઉત્તર આપે છે. અત્યારે આવે સમયે

કેવું મજાનું સંગીત થઈ રહ્યું છે?

પણ ચંદ્રશંકર! જુઓ ને પેલા વાઘરીવાડાના કૂતરાઓને કોયલના મીઠા સૂરની અદેખાઈ આવતી હોય તેમ લાગે છે. તેઓ એકાએક ભસવા માંડયા છે. તેમના ભસભસે આખું સંગીતમય વાતાવરણ બગાડી નાખ્યું; સૃષ્ટિના સૌંદર્યની અપૂર્વ ઘટનાને વીંખી નાખી! કેવા કહેવાય એ વાઘરિયા કૂતરાઓ?

રાત્રિ ઝગઝમ કરતી ચાલી જાય છે. ઘરમાં ટીકુ, બણુ, સુશીલાબેન ઘસઘસાટ ઊંઘે છે. ઊંઘમાં બણુએ હમણાં જ પડખું ફેરવ્યું અને કંઈક બોલી. બણુને એની ઊંઘમાં કેવાં સ્વપ્નાં આવતાં હશે વારુ? મીઠી નીંદરમાં મીઠાં સ્વપ્નાં સારાં કે અત્યારે દીવા પાસે બેઠા બેઠા પત્રો લખવા સારા? મને અત્યારે ઊંઘ આવતી હોત તો પત્રો લખવા ન જ બેસત!

હમણાં જ ઘરની ખાળમાં એક દેડકું ડ્રં ડ્રં ડ્રં બોલીને બંધ થઈ ગયું. તે ઘડીક બોલે છે અને ઘડીક બંધ થાય છે. એક બીજું દેડકું જાણે ભાષણ કરતું હોય એમ જોરથી બોલે છે. કદાચ એ લોકોએ અત્યારે સભા ભરી હશે, અને કોઈ ભારે અગત્યનો સવાલ ચર્ચતાં હશે!

તેઓના સવાલો કેવી જાતના હશે?

કોયલ બોલતી બંધ થઈ ગઈ છે; કૂતરાઓ અને દેડકાઓ પણ ચૂપ થઈ ગયા છે. હવે તીણે સ્વરે તમતમતાં તમરાં સંભળાય છે. તેઓ તો આખી રાત ઊંચાનીચા



સૂરે રાત્રિના નૃત્ય સાથે ગાન ગાયા જ કરે છે. તેઓ ત્યારે જ વચ્ચે મૂંગાં થઈ જાય છે, જ્યારે તેઓ ચીબરીની પાંખનો ફફડાટ સાંભળે છે. ચીબરી પોતાના માળામાંથી પોતાનાં નાનાં બચ્ચાં માટે નાસ્તો શોધવા નીકળી છે અને તમરાં તેનાં નાનાં બચ્ચાંને બહુ મીઠાં લાગે છે.

આકાશમાં ચોમાસાની હવા છે, અને એથી જ ચંદ્રમાનું અજવાળું ઝાંખું છે. અને એથી જ સામેની ટેકરી પર આકાશની પડતી છાયા અપૂર્વ ભવ્ય લાગે છે. ટેકરીની રેખાઓ સંપૂર્ણ નથી દેખાતી છતાં તે બરાબર દેખાય છે; તેના રંગો ઝાંખા ધોળા રંગોમાં મળી જઈ ઘેરા લીલાશ પડતા ભાસે છે.

ટેકરી પર આવેલી નાની દેરી પાસેના થાંભલા ઉપરની ધજા ફરકતી ફરકતી હમણાં જ બંધ પડી ગઈ છે. થોડી જ વારથી પવન છેક બંધ પડી ગયો છે. આખી સૃષ્ટિ હલ્યા ચલ્યા વિના જાણે ધ્યાન ધરતી દેખાય છે. ઝાડનું પાંદડું યે હલતું નથી; ધજાનો છેડો સુધ્ધાં નથી હલતો આકાશમાં રહેલાં વાદળાંની કોર પણ નથી હલતી. બધું શાંત અને નીરવ છે.

જુઓ, ફરી વાર પાછો પવન નીકળ્યો.

નિસર્ગનું ધ્યાન પૂરું થયું છે. ચારે કોર પ્રસન્નતા છવાઈ રહી છે. આકાશે વાદળાંઓ વહેવા લાગ્યાં છે, ચંદ્રમા તરવા લાગ્યો છે, ઝાડો ડોલવા લાગ્યાં છે, અને ધજા ફડફડવા લાગી છે.

ઠંડો અને મીઠો ટેકરી પરથી ઊતરી આવતો પવન મારી ચામડીને કેટલો ગમે છે? મારી આંખોનાં પોપચાં ઉપર ઊંઘને કેવી સરસ લાવે છે? મારા માથામાં નિદ્રાનું ઘેન કેવું મનગમતું ભરે છે?

ત્યારે ચાલ પત્ર લખવાને બદલે પથારીમાં પડું, અને પવનની પાંખોના પંખા નીચે મધુરી નીંદર લઉં?

ચાલો ત્યારે; રામરામ. પત્ર લખશો.

લે. તમારા
ગિજુભાઈના આશીર્વાદ.

# વિભાગ પાંચમો

ગંભીરા
તારીખ ૨૯–૫–૩૪

ચિ. કાન્તિલાલ !

મારા વિના ન ગમે તે કેમ ચાલે? મારાથી ત્યાં કાંઈ થોડું જ બધો વખત રોકાઈ શકાય?

હમણાં હું ગુજરાતની મુસાફરીમાં છું. ગંભીરા મહીનદીને કાંઠે છે. મહી નદી તો તમે નકશામાં જોઈ હશે. ન જોઈ હોય તો હવે જોજો.

મહી નદી હોડીમાં બેસી ઊતરાય છે. સુંદર ચાંદનીથી ઊજળી રાતે અમે મહી નદી ઊતરી ગંભીરા આવ્યા છીએ.

ગંભીરામાં એક બાળકોની સુંદર શાળા છે. અહીં તમારા જેવાં આનંદી અને પ્રેમાળ બાળકો છે. તેઓ બધાં મારાં ભાઈબંધ બન્યાં છે. મારા મુખ્ય ભાઈબંધો ગધેડાં અહીં ઘણાં છે. તેઓ પોતાનું ગીત મને સંભળાવે છે. તેઓને ગાતાં સારું આવડે છે. તમને ગાતાં તો આવડે છે ના?

ગિજુભાઈના આશિષ.



ચિ. સુશીલા

તમારો પત્ર મળ્યો. બા સાથે મેં મારા ખબર મોકલ્યા હતા. વહેલાં ઊઠી નાહી ધોઈ ભગવાનનું નામ લ્યો છો એ તો મને ખૂબ જ ગમ્યું. ભગવાનનું નામ તો કદી ભૂલવું જ નહિ. એ જ ખરું નામ છે.

શાંતાબેન તો નિશાળમાં ભણવા જતાં હશે. તેણે સાયકલ ચલાવતાં શીખી લીધું છે એ વાત તમને કીધી હશે જ. તમને પણ સાયકલ શીખવાનું મન હશે. જરા મોટાં થાઓ એટલે તમને પણ શીખવશું.

બાની સેવા કરજો. શાંતાબેન બહુ સારાં બા છે. બા એ તો મીઠો આંબો છે; અમતનું ઝાડ છે, શીતળ છાયા છે. કાગળ લખશો.

લિ. શુભેચ્છક
ગિજુભાઈના આશિષ.

: ૨૯ :

ચિ. નવીનચંદ્ર !

તમારો પત્ર મળ્યો હતો. તમે જવાબની રાહ જોઈ રહ્યા હશો પણ હું તો હમણાં બહુ કામમાં પડી ગયો હતો તેથી જવાબ લખી ના શક્યો. તમને હું ભૂલી ગયો તો નથી જ. ભગવતીબેનને કે વાઘજીભાઈ ને કે બીજાં ભાઈબહેનોને કહેજો કે મજા કરજો, રમજો અને ત્યાર પછી વાંચજો. છાત્રાલય સંમેલન પતી ગયું હશે. હરભાઈ ને તમે જોયા હશે. કદાચ એનું ભાષણ પણ સાંભળ્યું હશે.

આપણું સંમેલન હવે ક્યારે થશે ? દરેક વર્ષે એવું બની શકે તો કેવું સારું ?

અહીં ગંભીરામાં પણ કેટલાંક બાળકો મારા ભાઈ-બંધો બન્યાં છે. તેઓનાં નામ છે શિવાભાઈ, લલિતાબેન, હંસાબેન, સુમતિબેન, સવિતાબેન. એ જ.

ગિજુભાઈના આશિષ

: ૩૦ :

ચિ. ઈશ્વરલાલ દવે !

તમારો પત્ર મળ્યો હતો. હું તો હમણાં હમણાં ગુજરાતની મુસાફરીમાં છું. જ્યાં જાઉં છું ત્યાં બાળ-કોની વકીલાત કરું છું. બાળકોને લોકો બહુ હેરાન કરે છે તેથી દેશની પડતી થાય છે, એમ એમનાં માબાપને સમજાવું છું.

તમે સૌ ભાઈબહેનો યાદ આવો છો. સ્થળે સ્થળે બાળકો પણ ભેળાં થાય છે ને મારી વાર્તાઓ સાંભળી રાજી થાય છે. બાળકોને મળતાં તમે સૌ યાદ આવો છો. આપણું સંમેલન પણ યાદ આવે છે. તમે સૌ એકઠાં મળી કંઈક મંડળ જેવું ચલાવશો. વખતે કાગળ લખશો.

લિ. શુભેચ્છક

ગિજુભાઈના આશિષ.

---